# हिंदुस्तानना इतिहासना संक्षेप.

किम्मत नव आना.

# હિંદુસ્તાનના ઇતિહાસનો સંક્ષેપ.

ઉપયોગી પ્રશ્નો તથા બીજી અગત્યની હકીકતો સહિત.

મૂખ્યત્વે કુ[illegible] ચો[illegible] [illegible]

હિંદુસ્તાનના ઇતિહાસો પરથી.

સરકારી નિશાળોના નવા પાંચમા તથાં છઠ્ઠા ધોરણના વિદ્યાર્થિયોને સારૂ.

અમદાવાદ મધ્યે:

પોતાના સમશેર બાહાદુર છાપખાનામાં

સવાઈભાઈ રાયચંદે છાપી પ્રસિદ્ધ કરયો.



સંવત ૧૯૨૯—સને ૧૮૭૨.

કિમ્મત નવ આના.

# સૂચના.

આવી જાતનું એક નાનું પુસ્તક ગયા વર્ષમાં સજ્જનોની સેવામાં મૂક્યું હતું; તેની સારી ખુબ થયાથી તથા તે સાથે કેટલાકો તરફથી વધારે વિસ્તારથી થાયતો સારૂ, એવી ભલામણ થઇ હતી. તેથી આ બીજી વખતનો પ્રયત્ન નવાજ આકારમાં વિસ્તાર સાથે નિશાળોના ધોરણમાં ઠરાવેલા મોરીસ કૃત હિંદુસ્તાનના ઇતિહાસને અનુસરીને સારી રીતે ઉપયોગી થાય, એવી મેહેનત લેઇ તૈયાર કર્યો છે. તેની ખુબ સજ્જનો જાણશે એટલે મારી આશા કેટલેક દરજ્જે પૂર્ણ થઇ સમજીશ.

પૃ[illegible] [illegible] રાખી હતી, તોપણ કેટલીક અડચણોને લીધે શુદ્ધિપત્રક આપવાની જરૂર પડી છે. તેને માટે દિલગીર છું અને વાંચનાર સજ્જનો પણ દરગુજર કરશે એવી આશા રાખુછું.

---

| | | | |
|---|---|---|---|
| ૧ | કવિતારૂપ હિંદુસ્તાનનો ઇતિહાસ. | ખપી ગઇછે | ૦–૮–૦ |
| ૨ | વ્યવહારોપયોગી નાટક | થોડીછે | ૦–૫–૦ |
| ૩ | કવિતા સંગ્રહના અર્થ. (આવૃતિ બીજી) | | ૦–૩–૦ |
| ૪ | હિંદુસ્તાનના ઇતિહાસનો સંક્ષેપ (ટુંકામાં) ખપી ગઇ | | ૦–૫–૯ |
| ૫ | હિંદુસ્તાનના ઇતિહાસનો સંક્ષેપ (વિસ્તારથી) | | ૦–૯–૦ |

ઉપરનાં પુસ્તકો નીચે લખેલી જગાએથી મળશે.

અમદાવાદમાં—અમારી પાસેથી તથા ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીમાંથી.

સુરત—કીકાભાઇ પરભુદાસ તથા ફકીરભાઈ કાશીદાસ પાસેથી.

ખેડા, અમદાવાદ, વિગેરે જીલ્લામાં તાલુકા સ્કુલોમાંથી.

દશાવરના ઘરાકોએ પોસ્ટેજ આનો એક વધારે મોકલવો. દસથી વધારે રૂપીયાની ચોપડીઓ લેનારને પોસ્ટેજ તથા દશાંસ કમીશન આપવામાં આવશે. તા૦ ૨૧ મી જાનેવારી ૧૮૭૩

ભાઈશંકર કાશીરામ,
અમદાવાદ નં૦ ૨ જાના મેહેતાજી.

# हिंदुस्तानना इतिहासनो संक्षेप.

## प्रकरण १लुं.

## भूगोळ तथा प्राचीन इतिहास.

### इसवीसन ७७ सुधी.

એશીઆ ખંડની દક્ષિણે હિંદુસ્તાન દેશ છે. [illegible]ની ત્રણ બાજુએ ઘાગું કરીને સમુદ્ર આવેલોછે, તેને હિંદી મહાસાગર કહે છે. અને ઊત્તર તરફ પૃથ્વીમાં ઉંચામાં ઊંચા શિખરવાળો હિમાળય પર્વત મોટા કોટની પેઠ પડલો છે.

વિંધ્યાચળ પર્વતથી આ દેશના બે ભાગ થાય છે. ઉપલા ભાગને ઉત્તર હિંદુસ્તાન, અને હેઠલાને દક્ષિણ હિંદુસ્તાન કહેછે.

સિંધુ અને ગંગા નદીની વચેનો વસ્તી વાળો સપાટ દે- સિંધુની પૂર્વનો મોટો વેરાન દેશ, અને હેઠલની તરફ વિંધ્યા- [illegible]ની તળેટી સુધીનો દેશ મળી, ઉત્તર હિંદુસ્તાન થાયછે. સિં- [illegible]ની બેમાં પંજાબ અને સિંધ દેશછે. સિંધ દેશ હિંદુસ્તાન અને બલુચીસ્તાનની હદ પર આવેલોછે.

જે સપાટ જમીનમાં થઈ ગંગા નદી વહે છે, તેની ભોંય દેશના બીજા બધા પ્રાંત કરતાં ઘણી રસાળછે. આ પ્રદેશમાં હિંદુ- લોક પેહેલ વેહેલા આવી વસ્યા હતા, અને તેમની ઘણી પવિત્ર જગાઓ તથા વહાલી નદીઓ આ ભાગમાં છે. બ્રિટિશ ઇંડિયાની રાજધાની અને ખરેખરો આબાદ પ્રાંત હવણાં પણ એજ છે. સિંધની પૂર્વનું મોટું રણ અને મધ્ય હિંદુસ્તાનનો ઉંચો દેશ, જે વિંધ્યાચળ પર્વતની તળેટી સુધીનોછે, એ આપણે ઉપર વાંચી

ગયા તેમાંની હવા અને પાણી તેને લગતા ગરમ દેશના કરતાં સરસ છે.

દક્ષિણ હિંદુસ્તાનની ચારે તરફ જુદી જુદી ઉંચાઇના ડુંગરોછે. પૂર્વ તરફના પર્વતોને પૂર્વ ઘાટ, અને પશ્ચિમનાને પશ્ચિમઘાટ કહેછે. પશ્ચિમઘાટની હાર મલબાર કાંઠાને સમાંતર ચાલેછે. તેની ઉંચાઇ કેટલેક ઠેકાણે ઘણીછે. પૂર્વ ઘાટની હાર કયારોમાંડલ કિનારાના સંબંધમાં કૃષ્ણા નદીથી મદ્રાસ લગી ગયા પછી પશ્ચિમ તરફ મરડાઈ ઉંચી ટેકરી નીલગિરિને મળેછે. કૃષ્ણા નદીથી ઊત્તર તરફ એક હાર ફંટાઇ કટક સુધી ગએલીછે. આ લાંબા ડુંગરો વચમાં વચમાં તૂટક છે. આ શિવાય નીચેની સમુદ્ર અને પર્વત વચેની જમીન ઘણી ખરી આબાદ ને રસાળછે. તેમ પૂર્વ કાંઠેમાં કર્ણાટક અને ઊત્તર સરકારનો વિશાળ દેશછે.

દક્ષિણ દેશમાં ઘણી મોટી નદીઓ છે. ગોદાવરી, કૃષ્ણા-પનાર અને કાવેરી મુખ્ય છે. આમાંની ઘણી ખરીનો પ્રવાહ પૂર્વ દીશામાં ચાલેછે. ઊત્તરમાં નર્મદા અને તાપી પૂર્વથી પશ્ચિમ તરફ વહી ખંભાતના અખાતને મળેછે.

હિંદુસ્તાનમાં તરેહતરેહની ઊપયોગી વનસ્પતિ થાયછે નાળીએરી, ખજુરી, અને તાડ ઠામ ઠામ જોવામાં આવેછે. નાળીએરી બહુ કામમાં આવેછે. તેનું ફળ નાળીએર ખાવામાં, અને કોપરેલ તેલ કરવાના કામમાં આવેછે. કાચલીના પ્યાલા ને બીજાં ઊપયોગી વાસણ, રેસાનાં કાથીઆં, અને લાકડાનાં કોટીઆં ને મોભ થાયછે, તાડનાં પત્ર જયારે કાગળ બનાવાની કળા માલમ નહોતી, ત્યારે લેખો અને પુસ્તકો લખવામાં વપરાતાં હતાં. આવાં લખેલાં પુસ્તકો હજુ પણ જોવામાં આવેછે. ચંદન અને સીસમનું લાકડું નકસી કામ કરવામાં વપરાયછે. તેજાનાનાં ઝાડ, ગુંદરનાં

ઝાડ અને બીજી ઘણી જાતની ઔષધીના છોડ જથા બંધ જોવામાં આવેછે. ખેતીની ઉપજમાં ડાંગર મુખ્યત્વે પાકેછે, ચોખા ઘણા લોક ખાયછે. આ શિવાય ઘઉં, બાજરી, ચણા મકાઈ વિગેરેની નિપજ થાયછે, અહિંના ખનીજ પદાર્થ પંકાતા આવ્યા છે, હીરા અને બજાં રત્ન તથા વિલાયતથી આવવા માંડયું ત્યાર પેહેલાં લોઢુ બહુ વખણાતું હતું.

બીજા દેશ જોડે હિંદુસ્તાનનો વેપાર પુરાતન કાળથી ચાલતો હતો. તેજાના જવાહીર અને મૂલ્યવાન લુગડાનો વેપાર આરબ લોક કરતા હતા. આ વખતનો આ દેશનો ઇતિહાસ નહીં સરખો કહીએ તેવે છે. તો પણ એટલું તો ખરૂં કે તે સમયના યાહુદી લોકને બાતલ કરીએ તો એશીઆના બીજા દેશ કરતાં હિંદુલોક વિદ્વતા, આચાર વિચાર, અને દોલતમાં ચઢીયાતા હતા. યૂરોપના હાલના પ્રખ્યાત લોક જે વખતે છેક જંગલી હાલતમાં હતા, તે વખતે આ દેશમાં ઘણું ખરૂ અજવાળું અને ઉદ્યોગ ધમધોકાર ચાલતો હતો. નકસી કામ, સુતારાદિ બીજાં શિલ્પી કામ, અને કવિતામાં એટલી ચઢતી મેળવી હતી, કે તેની આસપાસના દેશની હુંશીઆરી તેના આગળ ઢંકાઇ જતી. આ પ્રમાણે પ્રથમ સૂધરેલા હતા, તોપણ હિંદુ પ્રજાની બીજી પ્રજાઓ સાથે અતડા રહેવાની ટેવ તથા દેશના વિલક્ષણ સ્વરૂપને લીધે, કાળે કરીને બીજા દેશોમાં જે સૂધારો થયો તેની અસર આ દેશને લાગી નહીં, અને હતા તેવાને તેવાજ હજુ સુધી રહ્યા.

ખ્રિસ્તિશકની પૂર્વે ૯૦૦ વર્ષપર મનુ સ્મૃતિ થઇ, તેમાં રાજા તથા રૈયત વિગેરેના આચાર વિચાર અને કાયદાનું વિવેચન ઝીણી રીતે કર્યું છે. આ ઉપર વિચાર કરતાં જણાયછે કે આ સમય પેહેલાં હિંદુલોક કેટલેક દરજે સૂધરેલા હશે ખરા, અને

ત્યારેજ એ ગ્રંથનું બંધારણ થયું હશે. તે વખતે બ્રાહ્મણનું જોર રાજા કરતાં પણ ચઢીઆતું હતું. તેઓ રાજાને ધર્મની વાત કહેતા અને રાજા તેમને પૂછી ન્યાય કરતા હતા. દેશનો બંદોબસ્ત હજાર ગામનો એક સુબો તેથી ઉતરતો સોનો, તેથી ઊતરતો દસનો, અને છેલે એક ગામનો વહિવટદાર ઠરાવી કરતા હતા. એક ગામનો વહિવટદાર મૂખી કહેવાતો, આ લોકને કામ કર્યા બદલ ખેડૂત પાસેથી કાંઇ ભાગ મળતો તથા મોટા વહિવટદારને ચાકરીને પેટે જમીન આપવામાં આવતી હતી. ખેડૂત પાસેથી સરકારનો $\frac{1}{12}$થી માંડીને $\frac{1}{6}$ સુધી કર લેવાનો ચાલ હતો.

મનુના વખતમાં બ્રાહ્મણ, ક્ષત્રિ, વૈશ્ય અને શૂદ્ર એવી ચાર જાતો હતી, શૂદ્ર ચાકર જેવા હતા. કાળે કરીને તેમાં વિકાર થયો, બ્રાહ્મણો શિવાય બીજી વર્ણોની હદ ટૂટી જઇ ઘણી જાતો થઇ છે. આ શિવાય દેશના લોકની ભાષા, વલણ અને રીતભાત વિષે વિચાર કરીએ તો પ્રાંત પ્રાંતની જૂદી જૂદી એટલે ગૂજરાતની ગૂજરાતી, માહારાષ્ટ્રની મરાઠી બંગાળાની બંગાળી, તેલંગણની તેલંગી અને મારવાડની મારવાડી ઇત્યાદિ, એટલુંજ નહીં પણ એક પ્રાંતના જૂદા જૂદા ભાગમાં પણ બાર ગાઊએ બોલી બદલાય તે કેહેવત પ્રમાણે થોડો ઘણો ફેર જણાય છે. ગૂજરાતી અને મારવાડી વેપારના કામમાં હોંશીઆર રજપૂત શૂરવિર ઇ૦ જૂદા જૂદા વલણના લોક છે. તોપણ એકંદર રીતભાત તથા ગુણપર વિચાર કરતાં, હિંદુલોક ખાવા પિવામાં તથા પેહેરવા ઓઢવામાં સાદા, ભલા, મિલનસાર, પ્રીતિ રાખનાર અને ભલું કરનારનો ઉપકાર રાખે એવા છે. તેઓ નિતિના કયા નિયમે ચાલેછે. તે કહેવાતું નથી. સારાંશ તેઓની એક અમુક ઊપર નિષ્ઠા નથી. ઉપલા વર્ગના લોક સુઘડ, ધીરા, અને આગ્રહી છે.

આ દેશનો ઇતિહાસ જોઇએ તેવો નથી પણ અલંકાર યુક્ત લખાએલી કથાઓ તથા ચાલતી આવેલી દંત કથાઓના રૂપમ- જોવામાં આવેછે. તેમાંથી કેટલું ખરૂં અને કેટલું ખોટું એ તારાં વી કાઢવું અઘરૂં છે, તોપણ ઘણાનો મત એવોછે કે હિંદુઓ મૂળ આ દેશના વતની નથી, પણ વાવ્યકોણ તરફથી આવી ધીમે ધીમે બધા દેશમાં ફેલાયલા છે.

જૂનામાં જૂનું રાજ અયોધ્યાનું જણાયછે તેમાં રામચંદ્ર રાજા થયા, તેમણે દક્ષિણમાં પોતાનું યુદ્ધ ચાતૂર્ય જણાવ્યું હતું એટલુંજ નહીં, પણ તેમના રાજમાં લોકો એટલા સુખી થયા કે તેથી પછવાડેથી તેઓ પૂજ્ય અને દેવાંશી ગણાયા. બીજી મોટી વાત પાંડવ કૌરવની છે, તે મૂળે ખરી હશે એમ લાગેછે. તેમની રાજ- ધાની દિલ્લીની પાસે હસ્તિનાપુર શેહેરમાં હતી. ગાદીના અધિપતિ- પણા માટે બંને પિતરાઇઓ લઢી મુઆ, તેમાં પાંડવની જીત થઇ; પણ પછી તેમને આ દારૂણ યુદ્ધમાં પોતાના ભાઇ ભાંડુઓ તથા પોતાના કેટલાક વહાલા મિત્રો મરણ પામ્યા, તેનો સંતાપ લાગ વાથી હિમાળો ગળવા ગયા, તે ત્યાંજ મુઆ. ગૂજરાતના રાજા કૃષ્ણ તેમના ઇષ્ટ મિત્ર હતા. આ વાત ઘણું કરીને ઇ૦ સ૦ પૂર્વે ચૌદ- મા સૈકામાં બની એમ ધારવામાં આવેછે. આ સમયે ગંગાના પ્રદેશમાં છ સ્વતંત્ર સંસ્થાન હતાં, તે એક બિજા જોડે સંપ સં- પીને ચાલતાં હતાં. એમાંનુ એક મગધ અથવા બહાર પ્રાંતનું હતું, તેમાં ચંદ્રગુપ્ત કે જેને ગ્રીક લોક જોડે દોસ્તી હતી, તે તથા અશોક એ વખાણવા લાયક રાજા થયા. અશોકનું રાજ બહુ મોટું હતું. બીજા સંસ્થાનની હકીકત ઇ૦ સ૦ પૂ૦ ૫૬ વર્ષ ઉપર માળવામાં વિક્રમ રાજા થયો ત્યાં સુધી મળતી નથી. વિ- ક્રમ મહાશૂરો ને પ્રતાપી રાજા હતો. એટલુંજ નહીં પણ રૈયતના

દુષ્મનો જાણ થઇને તેણે પરદુઃખ ભંજનનું અક્ષય નામ મેળવ્યું છે. તેના નામથી ઊત્તરમાં સંવત ચાલેછે. આ વંશમાં અગીઆરમા સૈકામાં ભોજ રાજા થયો તે પણ હિંદુ લોકને વહાલો હતો.

. દક્ષિણ હિંદુસ્તાનમાં ઘણાં રાજ્ય હતાં, તેમાં પાંડ્ય અને ચૌળ મુખ્ય હતાં; તે એક બીજા જોડે વારંવાર લઢી મરતાં તેમની રાજધાની મદુરા તથા કાંજેવરમમાં હતી. તેમજ તૈલંગણ તથા કાનડી દેશમાં પણ જૂદાં જૂદાં નાનાં રાજ હતાં, પણ તેમનું વર્ણન ગુચપુચિયું ને કંટાળો આવે એવું છે.

શાલિવાહન જેના નામથી ઈ૦ સ૦ ૭૭ વર્ષે હિંદુ શક ચાલ્યો, તેણે માહારાષ્ટ્રમાં રાજ કર્યું. તેને વિષે એવી વાત ચાલેછે કે તેણે માળવાના પ્રખ્યાત વિક્રમને જીત્યો હતો, પણ તે માનવું અસંભવિતછે કેમકે વિક્રમ પછી શાલિવાહન ઘણે વર્ષે થયો હતો.

## પૂનરાવર્ત્તક માટે પ્રશ્ન.

હિંદુસ્તાનનો કયો ભાગ અતિ રસાળ અને હિંદુઓને વહાલોછે? દક્ષિણ હિંદુસ્તાનનું વર્ણન કરો, અને તેમાં મોટી નદીઓ તથા તેમનો પ્રવાહ કઇ તરફ ચાલેછે? હિંદુસ્તાની ઊપયોગી ઊપજ શી છે? પુરાતન કાળમાં હિંદુસ્તાનનો વેપાર કેવી રીતે ચાલતો? હિંદુ લોકની રીત ભાત અને નિતિ વિષે તમે શું જાણોછે? જૂનામાં જૂનાં હિંદુ રાજ ક્યાં હતાં? તેનું વર્ણન કરો? મનુ, વિક્રમ, અશોક, શાલિવાહન, એ પુરૂષો વિષે તમે જાણતા હો તે કહો?

# प्रकरण २ जुं.

## प्रथमना मुसलमान राजाओना वखतमां हिंदुस्ताननी हालत.

### इ० स० पू० ३२८ थी सन १५५६ सुधी.

હિંદુસ્તાનની લક્ષ્મી અને મોટાઇ ઉપર મોહિત થઇ વિજયી પુરૂષો તેના પર હુમલા કરતા આવ્યા છે. જેમણે ચઢાઇઓ કરી, તેમના સામા હિંદુઓ લઢયા; પણ ધીમે ધીમે નરમ પડતા ગયા. ઘણા પ્રાચીન કાળમાં ઈરાનના રાજા દારાએ સ્વારી કરી, સિંધુ નદી સુધીનો મુલક જીતી લીધો હતો, પણ તે લોકની આ થોડી સત્તાનો ઉતાવળે નાશ થયો હતો એમ જણાયછે. માસિડોન (ગ્રીસ) ના પ્રખ્યાત શિકંદરે ઈ૦ પૂ૦ ૩૨૮ માં ઇરાનનું રાજ જીત્યું ત્યારે આ દેશ પણ તેના તાબાનોછે, એમ ધારી પંજાબ ઉપર ચઢાઇ કરી. ત્યાં આગળનો પોરસ રાજા તેની સામો થયો, પણ સિકંદર તેને હરાવી સતલજ સુધી આવ્યો. અહિંથી આગળ વધવાની સિકંદરની મરજી હતી, પણ તેના લશ્કરે લાંબી મુદ્દતથી વતન છોડયું હતું, તથા લઢાઇથી કંટાળી ગયું હતું, તેથી ના કહી. આથી સિકંદર જીતેલા પ્રાંતમાં થોડું લશ્કર મૂકીને પોતે વતન જવા નિકળ્યો, તે રસ્તામાં ઈ૦ સ૦ પૂ૦ ૩૨૩ માં બાબિલન શેહેરમાં મરણ પામ્યો. એના મરણ પછી તેના સરદારો પોત પોતાના તાબામાં આવેલો મુલક દબાવી બેઠા હતા, તે પ્રમાણે આ ભાગનો સેલ્યુકસ નામે સરદાર ધણી થયો, તેને અને મગધના ચંદ્રગુપ્તને દોસ્તી હતી.

આ પછી વાયવ્યકોણના પહાડી મુલકમાંથી બાકત્રીયા (બલ્ખ) ના

લોક આવ્યા, તે સિંધુ નદી ઓળંગી આગળ વધ્યા હતા, અને તેમનું રાજ આશરે સોથી વધારે વર્ષ સુધી આ દેશમાં રહ્યું હતું, પણ તેમની હાલ કાંઇ નીશાની જણાતી નથી. ત્યાર પછી ઈ૦ સ૦ ૫૬૯ માં આબેરસ્તાનમાં મક્કા શેહેરમાં મહમદ નામે પેગંબર થયો, તેણે મુસલમાની ધર્મ તથા એક જબરૂ રાજ સ્થાપ્યું. તેમાંની એક ટોળી ગંજનીમાં રાજ કરતી હતી, તેના સુલતાન મહમુદ નામે સરદારે લૂટવાને તથા ધર્મને બહાને અનુક્રમે બાર સ્વારીઓ (૧) લાહોરના જયપાળ ઊપર ઈ૦ સ૦ ૧૦૦૧ (૨) ભાટીયાના રાજા પર (૧૦[illegible]) (૩) મુલતાન ઉપર (૧૦૦૫) (૪) અનંગપાળ ઊપર કરીને હિમાળયની તળેટીમાં નગરકોટનું દેરૂ કે જેમાં હિંદુસ્તાનના ઘણા રાજાઓએ ભેટ મોકલેલી તથા આસપાસના લોકોએ, આ નિર્ભય જગાએ પોતાના માલનો બચાવ થાય એમ ધારી મૂકેલી અપાર દોલત હતી. જેને માટે મુસલમાન ગ્રંથ કર્ત્તા ફિરીસ્તા લખેછે કે એટલું દ્રવ્યતો કોઇ રાજાના જામદારખાનામાં પણ નહીં હોય, તેટલું દ્રવ્ય મહમૂદને આ ઠેકાણેથી મળ્યું (૧૦૦૮) (૫) મુલતાનપર (૧૦૧૦) (૬) સ્થાનેશ્વરપર (૧૦૧૦) (૭–૮) કાસ્મીર ઊપર (૧૦૧૨, ૧૩ માં) (૯) મથુરાં ઊપર (૧૦૧૬, ૧૭) (૧૦) કલીંજર ઊપર (૧૦૨૨) (૧૧) પંજાબ ઊપર (૧૦૨૩) છેલ્લી બારમી સ્વારી ઈ૦ સ૦ ૧૦૨૪ માં કાઠીઆવાડના પ્રખ્યાત સોમનાથ ઊપર કરી, આ ઠેકાણે હિંદુઓએ કેટલેક દરજે મર્દાઇ કરીને મહમૂદને હરાવ્યો હતો. મહમૂદે આ વખતે તદબીરથી મુસલમાનને શૂર ચઢાવી મોટા વેગથી કીકીઆરી કરી હલ્લો કર્યો, એટલે હિંદુ લોકમાં ભંગાણ પડ્યું ને ગૂજરાતના રાજા વલ્લભસેનની હાર થઇ. અને દેવળ મુસલમાનના કબજામાં ગયું. દેવળની સોભા જોઇ મહમૂદ ચકિત થયો, અને તેણે મુર્તિ ભાગવા માંડી, તે નહીં ભાગવાને માટે તેને

બ્રાહ્મણોએ ઘણું દ્રવ્ય આપવા માંડ્યું, પણ તેણે કહ્યું કે મૂર્તિ વેચવા કરતાં ભાંગવામાં હું વધારે માન સમજુછું. આ ઠેકાણેથી તેને આઠ કરોડની લૂટ મળી. પાછા વળતાં ગૂજરાતની હવા સારી લાગવાથી તે પાટણમાં રહ્યો, અને મળતીઆ દુર્લભસેનને ગાદીએ બેસાડી વતન જવા નિકળ્યો. રસ્તે અજમેરનો રાજા ભારે લશ્કર ભેગું કરીને રોકવા બેઠલો છે, એવું જાણી તેણે સિંધના રણને રસ્તે જવું ઠીક વિચાર્યું. આ રસ્તે પાણી વિના ઘણી હેરાનગતી પહોંચી, હજારો માણસના જીવ ગયા, અને ઘણું ખરૂ લશ્કર નાશ પામ્યું. સ્વદેશ ગયા પછી ઇરાન દે[illegible] જીતીને સન ૧૦૩૦ માં એપ્રીલ મહિનાની ૨૯ મી તારીખે ગિજનીમાં મરણ પામ્યો.

મહમુદ પછી ગોરીવંશનો મહમદ ઈ૦ સ૦ ૧૧૭૬ માં થયો, ત્યાં સુધીનો હિંદુસ્તાન સાથેનો મુસલમાનનો સબંધ ટૂટી ગયા જેવો છે. ગિજનીના છેલા રાજા બહેરામને હરાવી શાહબુદ્દીન હિંદુસ્તાનપર ઊતર્યો, અને પંજાબ, ગૂજરાત તથા સિંધ એઓમાં બે ત્રણ વાર સ્વારી કર્યા પછી પાણીપતના મેદાનમાં અજેમરના રાજા પૃથુરાજ ઊપર ઈ૦ સ૦ ૧૧૯૨ તથા ૧૧૯૩ માં બે વાર ચઢી આવ્યો. પેહેલી લઢાઇમાં હિંદુઓએ તેને હરાવી તેની ફોજની ખરાબી કરી, પણ બીજી લઢાઇમાં પૃથુરાજ શત્રુને હાથ પકડાયો, ને હિંદુઓની હાર થઇ, તેથી દિલ્લીથી અજમેર સુધીનો મુલક તાબામાં લેઇ કુતબુદ્દીન કરીને અમલદાર હતો તેના કબજામાં સોંપ્યો. કુતબુદ્દીને થોડીવારમાં કનોજ અયોધ્યા, બહાર અને બંગાળા વિગરે પ્રાંતો જીતી લીધા અને ૧૨૦૬ માં શાહાબુદ્દીનના મુઆ પછી કુતબુદ્દીન હિંદુસ્તાનનો સ્વતંત્ર રાજા થયો,

કુતબુદ્દીન જાતનો તુર્કી ગુલામ હતો, તેથી તેની ઓલાદના

રાજાઓ ગુલામવંશના કહેવાયા, આ દિવસથી મુસલમાની રાજની હિંદુસ્તાનમાં સ્થાપના થઇ, તેના ત્રીજા રાજા અલ્તમશે સિંધ તથા માળવા પ્રાંત તથા ગ્યાસુદ્દીન બુલબન નામના રાજાએ મેવાડ તથા બંગાળા પ્રાંત પર પોતાનો દાબ બેસાડી રાજનો વધારો કર્યો. આ વંશના છેલ્લા રાજા કૈકુબાદને ખીલચી સરદાર જલાલુદીને (૧૨૮૮) હરાવ્યો, અને ખીલચીવંશની સ્થાપના કરી, આ વંશના બીજા રાજા અલ્લાઉદ્દીને આજ સુધી મુસલમાનો નહીં ગએલા એવા નર્મદાની દક્ષિણના દેશમાં દેવગીરીના રાજા રામદેવને જીતી તેની પાસેથી ભારે ખંડણી લીધી, આ જીતમાંથી આવ્યા પછી તેનો કાકો જે એના ઉપર પેટના છોકરાના જેવી માયા રાખતો હતો, તેને મારાઓ પાસે મરાવ્યો, ને પોતે કુલ રાજ કારભાર કરવા લાગ્યો. એના વખતમાં ગૂજરાત, મેવાડતથા દક્ષિણમાં છેક સેતબિંદુ રામેશ્વર સુધી મુસલમાનોએ જીત મેળવી, એના રાજમાં મોગલ લોકે હિંદુસ્તાનપર હલ્લા કર્યા હતા પણ ફાવ્યા નહીં. અલ્લાઉદીનને તેના વજીર કાફુરે ઝેર દેઇ માર્યો, તે પછી થોડી વારમાં એક વજીર આ વંશના તમામ રાજવંશોનું નિકંદન કરી પોતે રાજ કરવા લાગ્યો. પણ તેની સામા ઘણા અમીરો થયા તેમાં પંજાબનો સુબો ગાજીખાં ફતેહ પામ્યો, અને સન ૧૩૨૧ માં તગલખ વંશની સ્થાપના થઇ.

આ વંશનો બીજો રાજા મહમદ તઘલખ ગાંડો હતો તેણે ઘણાં ગાંડાઇનાં કામ કર્યાં. દિલ્લી છોડી દક્ષિણના દોલતાબાદ શેહેરમાં રાજધાની કરવાનું ઠરાવ્યું, ને દીલ્લીના રહેવાશીઓને ત્યાં જઇ વસવાને હુકમ કર્યો. ચિન ઉપર સ્વારી કરવાને હિમાળયની પેલીમેર એક લાખ લશ્કર મોકલ્યું. તેની ત્યાં હાર થઇ ને પાછાં આવતાં પૂંઠે શત્રુનો માર ને રસ્તો વિકટ તથા બીજા દુખને લીધે

ખબર કહેવાને લાખમાંનું એક પણ માણસ ભાગ્યે બચ્યુ. તેણે પોતાને ખુશી થવાને કનોજ વિગરે ઠેકાણે પ્રજાના માણસોનો શિકાર કર્યો હતો. એક વખત આ પાદશાહનો દાંત પડ્યો ત્યારે મોટા ઠાઠ માઠથી ભભકાદાર કબર ચણાવી તેમાં દાટ્યો, રૂપા નાણાને ઠેકાણે ત્રાંબા નાણું ચલાવ્યું તેથી વેપારમાં નુકશાન થવા લાગ્યું. તેના જુલમને લીધે ઠામ ઠામ બંડો ઊઠ્યાં તે બેસાડવાને મેહેનત કરતો છતાં સન ૧૩૫૧ માં ઠઠા શેહેરમાં મરણ પામ્યો. મહમદ તગલખ પછી તેનો ભત્રીજો ફિરોજશાહ ગાદીએ બેઠો. આ પાદશાહે સલાહ સંપથી સમાધાનીમાં રાજ ચલાવ્યું. અને પોતાની પ્રજાના સુખને માટે દવાખાનાં, પૂલ અને નેહેરો વિગરે બંધાવી, વસુલાતના કામમાં સૂધારો કરી, નેવુ વર્ષની ઉમરે મરણ પામ્યો સન ૧૩૮૮. એના મરણ પછી દસે વર્ષે ૧૩૯૮ માં તેના પૌત્ર બીજા મહમદના વખતમાં તાતરી દેશના નિર્દય તૈમુરલિંગે ચઢાઇ કરી. દિલ્લી આવતાં રસ્તામાં તેણે ઠેકાણે ઠેકાણે આગ સળગાવીને ઘણા બંધિવાન પોતાની સાથે રાખ્યા, એવી વાત ચાલેછે કે આ બંધિવાનથી એક વખત તેને અડચણ પડી ત્યારે નિર્દય રીતે મારી નાંખવાને હુકમ કર્યો. દિલ્લીનો પાદશાહ તેની સાથે નહીં લઢતાં શરણે ગયો, તોપણ તેણે શેહેરમાં જ્યાં ત્યાં લોહી અને મરદાના ઢગલા વાળવામાં બાકી રાખી નહીં. દિલ્લી શેહેર જે એક વખતે મોજ મઝાનુ રળીઆમણું શેહેર હતું, તે દુઃખ ને હૈયાફાટ રડાપીટના પોકારે કંપારી છૂટે એવું ભયકાર દેખાવા લાગ્યું, અને તૈમુર પોતે હિંદુસ્તાનનો રાજાધિરાજ એવું કહેવરાવી પુશ્કળ દ્રવ્ય તથા ગુલામો લેઇ સ્વદેશ ગયો. આ પછી ઘણા વર્ષ લગી હિંદુસ્તાનમાં ઠેકાણે ઠેકાણે ફિસાદ, ને કોઇ કોઇનો હુકમ માને નહીં, તથા દિલ્લીનો પાદશાહ ફકત નામનો એવી રીતે તૈમુરના વંશનો છઠ્ઠો પુ-

રૂષ બાબર આવ્યો ત્યાં સુધી અંધેર ચાલ્યું. બાબરે ચઢાઇ કરી (૧૫૨૪) તે વખતે અભિમાનીને નિર્દય ઇબ્રાહીમલોદી દિલ્લીની ગાદી ઊપર હતો, તે બધાને અળખામણો થઇ પડ્યો હતો, તેથી તેની સામા થવા પંજાબના સુબા દોલતખાં લોદીએ બાબરને મદદે બોલાવ્યો. પંજાબ વિગેરે ઠેકાણે લઢાઇ કરી બાબર તા૦ ૨૧ મી અપ્રેલ ૧૫૨૬ માં દિલ્લીપર આવ્યો, ઇબ્રાહીમ મોટું લશ્કર લેઇ પાણીપતના મેદાનમાં સામો થયો, થોડીવારમાં લઢાઇ શરૂ થઇ તેમાં ઇબ્રાહીમ મરાયો ને તેના લશ્કરની કેવળ હાર થઇ. આ પ્રમાણે તૈમુરના વંશજો દિલ્લીના રાજ્યના ધણી થયા. તો પણ હજુ હિંદુસ્તાનમાં લઢનારી જાત જે રજપુતો તેને તાબે કરવાનું મોટું કામ બાકી હતું. મેવાડનો સંગ રાજા મોટું સૈન્ય લેઇ આગ્રે આવ્યો તેનું ને બાબરનું ભારે જોસથી યુદ્ધ થયું, તેમાં પ્રથમ બાબરની હાર થઇ. પણ આ તકનો લાભ લેવાને હિંદુઓએ ઢીલ કરી, તેથી બાબરને તેમના સામા તૈયાર થઇ લઢવા ઊભા રહેવાને વખત મળ્યો. બાબરનું લશ્કર હાર્યાથી નિરાશ થઇ ગયું હતું તેથી રજપુતો જીતશે એવું દેખાવા લાગ્યું. પણ બાબરે પોતાના અમીરોને બોલાવીને શૂર ચઢાવ્યું ને તેઓએ મરવા ઊપર આદરી લઢવાને કબુલ કર્યાથી બાબર તેમને લેઇ લઢવાને બહાર પડ્યો, ઊશ્કેરાએલા મુસલમાનો મોટા વેગથી લઢ્યા ને રણક્ષેત્રમાંથી રજપુતોને હાંકી કાઢ્યા. આ લઢાઇ શિકરની લઢાઇને નામે ઓળખાયછે. તા૦ ૧૬ મી મારચ ૧૫૨૭. આ પ્રમાણે રજપુતો હાર્યા, તો પણ તેમણે બાબરને જીવતા સુધી જંપીને બેસવા દીધો નહીં. તા૦ ૨૦ જાનેવારી ૧૫૨૮ માળવામાં ચંદેરી શેહેરછે તે પર ઘેરો ઘાલ્યો ત્યારે ત્યાં રજપુત સીપાઇઓ પોતાનાં બૈરાં છોકરાંને બાળી મૂકી, કેશરીયાં કરી સામા થયા, અને દરેક આદમીએ પોતાનો જીવ

જતાં સુધી યુદ્ધ કરયું. આ પછી અયોધ્યા તથા બહાર પ્રાંતના મુસલમાન લોક સામા થયા, તોપણ તેણે પોતાના મરણ વખતે પ્રથમ દિલ્લીની ગાદી તળે જે મુલક હતો તે કબજામાં લીધો હતો. હુમાયુન નામે તેનો વહાલો દીકરો માંદો પડ્યો, ત્યારે તેનો જીવ ઊગરે તેને માટે ખરા દીલથી ખુદાની બંદગી કરી. થોડીવારમાં હુમાયુન સાજો થયો, અને આ વેહેમથી બાબરનો થોડે દિવસે કાળ થયો ૧૫૩૦ તા૦ ૨૬ મી ડીસેમ્બર. બાબર ભણેલો હતો એવું તેણે પોતાનું ચરિત્ર, તથા સ્મરણ ચોપડીમાં પોતાના વખતમાં બનેલા બનાવોનું ચરિત્ર તુર્કી ભાષામાં સરળ રીતે લખ્યું છે તે કહી આપે છે. તે દુખના દહાડામાં આનંદી મલતાવડો, અને મજબુત બાંધાનો અનુભવિ શુરવીર નર હતો.

હવે હુમાયુન ગાદીએ બેઠો, અને ભાઇ ભાગે રાજના ભાગ પડ્યા તેમાં વાવ્યકોણથી જે લશ્કરી લોકની ભરતી મળવાની તે પ્રાંતો તેના ભાઇના હાથમાં ગયા, તેથી નવા જીતેલા રાજનો બંદોબસ્ત રાખવાને ભારે અડચણ પડી. ગાદીએ બેસતાં વાંત તેના સામાં ઘણાં બંડો થયાં, તે બેસાડી દેવાને તેનામાં શક્તિ નહોતી. તેનો મોટો શત્રુ ચુનારગઢનો અફગાન સુબેદાર શિરશાહ હતો, તેણે પોતાની ચાતુરી અને શૂરવીરપણાથી એક પછી એક પ્રાંતો જીતી, પોતાની સત્તા પાકા પાયા પર લાવી હુમાયુનની સાથે લઢાઇ જોડી. ૧૫૩૯ માં હુમાયુનની છેક હાર થઇ તેથી તેને દેશ છોડી ઇરાન જવું પડ્યું, અને શિરશાહ આવી હિંદુસ્તાનના તખ્તપર બેઠો. તેણે રૈયતના સુખને માટે ઘટતા ઊપાયો કર્યા. અને ફકત પાંચ વર્ષ રાજ કર્યું તેટલા ટુંકા વખતમાં લોકોપકાર્થે જેટલાં કામો કર્યાં તેટલાં તેની પેહેલાંના કોઇ રાજાએ કર્યાં નહોતાં. વસુલ લેવાની તથા ઇનસાફ કરવાની રીતમાં સુધારો કર્યો, બંગાળેથી સિંધુ નદી સુ-

ધી રસ્તો બંધાવી તે ઊપર છાયાને માટે ઝાડો, પાણીની પરવો તથા ઠેકાણે ઠેકાણે સદાવ્રતો બંધાવ્યાં કે મુસાફરોને અડચણ નપડે. ૧૫૪૫ માં કલિંજરને ઘેરો ઘાલતાં દારૂનું પીપ ફાટવાથી તે દાઝ્યો અને મરણ પામ્યો તા૦ ૨૨ મી મે. તેણે ટુંકી મૂદતમાં જે ઉપયોગી કામો કર્યાં તેને સંભારી રૈયત તેના મોતને માટે દિલગીર થઇ.

શિરશાહ પછી જે ગાદીપતિ થયા તેમનામાં રાજનો બંદોબસ્ત રાખવાની શકિત નહોતી, તેથી ઠેર ઠેર બંડો સળગ્યાં અને રાજાના કારભારીઓ માંહોમાંહે લઢી મરવા લાગ્યા. આ કારણોથી હુમાયુનને પોતાનું ખોએલું રાજ પાછું મેળવવાને ઘણી મેહેનત પડી નહીં. શિરશાહે હુમાયુનને હરાવ્યા પછી તે ઇરાનના શાહ તમસ્પના દરબારમાં જઈ રહ્યો, આવી ખરેખરી દુખી અવસ્થામાં ભમતો હતો તેવામાં અકબરનો જન્મ થયો. ઇરાનમાં તેનો પેહેલાં જોઇએ તેવો આદર સત્કાર થયો નહીં, પણ જ્યારે ઇરાનમાં ચાલતો શીયા ધર્મ કબુલ કર્યો ત્યારે માન મળ્યું. હુમાયુન જ્યારે ઇરાનના દરબારમાંથી પોતાનું રાજ પાછું મેળવવા નીકળ્યો ત્યારે શાહે તેને ૧૪૦૦૦ સ્વારની મદદ આપી. એટલા લશ્કરવડે તે પોતાનું ધારેલું કામ પાર પાડતો છતાં આરસપહાણની નિસરણી ઊપરથી પગ લપશી જવાથી પડી મરણ પામ્યો ૧૫૫૬.

## પૂનરાવર્તક માટે પ્રશ્ન.

હિંદુસ્તાનપર બીજા લોકો શા માટે વારંવાર હુમલા કરતા આવ્યા છે? મુસલમાન આવતા પેહેલાં કયા પરદેશી રાજાઓ હિંદુસ્તાનપર ચઢી આવ્યા હતા? પેહેલ વેહેલાં કયા મુસલમાન સરદારે હુમલા કર્યા? અને તેની છેલ્લી સ્વારીનું ટુંકું વર્ણન? એની પછી કયો મુસલમાન સરદાર હિંદુસ્તાનપર ઉતર્યો અને તેનું વ-

ર્ણન? પેહેલ વેહેલી કયા મુસલમાન સરદારે દક્ષિણ હિંદુસ્તાનં માં સ્વારી કરી ને તેનું ટુંકું વર્ણન તગલખ વંશમાં ગાંડો પાદશાહ કયો થયો ને તેનું વર્ણન? ફીરોજ઼ુદ્દીનના રાજ્યનો હેવાલ આપો? તગલખ વંશની પડતી હાલતે કોણે આણી ? રાજ્યની ખરાબી કરી? અને તે પછી રાજ્યની હાલત કેવી થઈ? અને કયારે એ રાજ્ય વ્યવસ્થા પર આવવાનાં ચિન્હ જણાયાં? બાબરનું ટુંકું વર્ણન? હુમાયુનના વખતમાં રાજ્યની હાલત? અને તેનો મોટો શત્રુ કોણ હતો? શિરશાહના રાજ્યનું વાર્ણન ટુંકામાં કરો? ઈ૦ સ૦ પૂ૦ ૩૨૮, ઈ૦ સ૦ ૧૦૧૦, ૧૦૨૪, ૧૧૭૬, ૧૨૦૬, ૧૨૮૮, ૧૩[illegible], ૧૩૯૮; ૧૫૨૪, ૧૫૨૬, ૧૫૩૯, ૧૫૪૫, ૧૫૫૬; આ સાલોમાં શા બનાવ બન્યા તે છૂટક છૂટક જણાવો?

બાબીલાન, સોરઠી સોમનાથ, પાણીપત, આગ્રા, કલીંજર, આ જગાઓ ઇતિહાસમાં શાને માટે પ્રખ્યાત છે?

---

# प्रकरण ३ जुं.

## मोगल वंशना महान पादशाह

### इ० स० १५५६ थी १७६१ सुधी.

જૂદી જૂદી વખતે દિલ્લીની ગાદી તળેથી નીકળી અકબર ગાદીએ આવ્યો, તે પેહેલાં જૂદા જૂદા પ્રાંતમાં સ્વતંત્ર રાજ થયં હતાં, તે અકબરના વખતમાં પાછાં દિલ્લીની ગાદી તળે આવ્યાં ત્યાં સુધીનો ટુંકો હેવાલ આ ઠેકાણે આપવો જરૂરનો છે.

દક્ષિણમાં તુંગભદ્રા નદીના કાંઠા ઊપરના વિજયનગર નામે શેહેરનો રાજા, તથા હેદરાબાદ પાસેના વરંગૂળ શેહેરનો રાજા, મહ-

મદ તગલખના વખતમાં સ્વતંત્ર થયા હતા. આ વખતે એક નવા વંશને સત્તા મળી તે પોતાને દક્ષિણ દેશના રાજા કહેવરાવવા લાગ્યા, આ રાજ બ્રાહ્મણી વંશને નામે ઓળખાયછે. તે વંશમાં ૧૭૧ વર્ષ સુધી રાજ ચાલ્યું ત્યાર પછી તેના હાથ તળેના સુબા- ઓએ પોતે વહેંચી લીધું ને ચાર કકડા થયા. વિજાપુરમાં આ- દિલશાહી, અહમદનગરમાં નીજામશાહી, ગોવલકોંડામાં કુતબકુલ્લી ને ચોથું ઇલીચપુરનું આ રાજ્યોમાંથી, વિજયનગરનું રાજ ઇ૦ સ૦ ૧૫૬૫ માં મુસલમાનોએ તોડયું.

ગૂજરાતનું રાજ પણ મહમદ તગલખના વખતમાં સ્વતંત્ર થયું હતું તેનો બીજો રાજા અમદશાહ એણે ઇ૦ સ૦ ૧૪૧૨ માં અમદાવાદ વસાવ્યું. બધા કરતાં મોટો પાદશાહ મહમદબેગડો કરીને થઇ ગયો, તેણે સોરઠના રાવને હરાવ્યો, તથા ફિરંગીઓ સાથે મોટી લડાઈઓ કરી; પણ તેની પછી નઠારા હાકેમોના દુર્ગુણને લીધે માંહોમાંહે કુસંપ વધી પડયો હતો ને જેને જે ફાવે તે દબાવી પડયા હતા. આથી ઇ૦ સ૦ ૧૫૭૩ માં એતમાદખાં નામે વજીરે અકબરને લખ્યું કે અહિઆં આવી બંદોબસ્ત કરશો; તે ઉપરથી અકબરે આવી ગૂજરાત જીતી લીધું ૧૫૭૩.

આ પ્રમાણે અકબર ગાદીએ બેઠો તે વખતે રાજ્ય સારા પાયાપર આવશે એવું દેખાવા લાગ્યું. તેનો બાપ મરી ગયો તે વ ખતે તેની ઉમર છેક તેર વર્ષની હતી. આથી સઘળો રાજ કા રભાર બહિરામખાં નામે પ્રધાન કરતો હતો. તેને રાજની બહુ ચીવટ હતી. તેના કારભારમાં ઘણું કરીને અગાઉના પાદશાહોના તાબામાં જેટલો મુલક હતો તેટલો મોગલ વંશના તાબામાં આવ્યો હતો. અકબર પચીસ વરસનો થયો ત્યારે રાજ્યનો તમામ બોઝો માથે પડયો અને તે વખતે માળવા, ગૂજરાત, બંગાળા વિગરે ઠકાણે બં-

ડા ઊઠ્યાં હતાં પણ તાકીદે સમાધાની કરી. આ પછી કાશ્મીર, પંજાબ, પેશાવર, તથા દક્ષિણમાં અહમદનગરમાં લઢાઇ કરવાની જરૂર પડી પણ સઘળે ઠેકાણે જીત થઇ. અકબર હિંદુસ્તાનના મુસલમાન પાદશાહોમાં સર્વથી સારો પાદશાહ થયો, તેણે પોતાની રૈયતને સુખ થાય એવા ઉપાયો કર્યા. બીજા પાદશાહઓને વાંકું-કોણ તરફથી લશ્કરમાં ભરતી મળતી તે બંધ થઈ હતી માટે તેણે એક નવો રસ્તો શોધી કાહાડ્યો; તે એકે આ દેશની શૂરવીર જાત જે, રજપૂતો તેમની સાથે તેણે શરીર સંબંધ કર્યો તથા મોટા હોદ્દા આપવામાં હિંદુ કે મુસલમાનની જાત નહીં જોતાં જે હોંશીઆર હોય તેને આપવા એવો ઠરાવ કર્યો, તેથી મુસલમાનો ઉપર હિંદુનો જે ધિક્કાર તે મટી જઇ એક દિલ થવાં અને હિંદુઓએ આ મમતાનું ફળ તાકીદે દેખાડી આપ્યું. ભગવાનસિંહ, માનસિંહ, ટોડરમલ, અને બીરબલ વિગરે સરદારોએ, તેને રાજ મેળવી આપવામાં તથા રાજકારભારની મસલતોમાં ઘણી મદદ કરી, શિરશાહની વસુલ લેવાની રીતમાં સુધારો કરવાની જરૂર જાણી, ટોડરમલ પાસે બધી જમીનની વિઘોટી કરાવી કસ પ્રમાણે ત્રણ પ્રત બાંધીને હાલ જેમ ત્રીસ સાલી ચાલે છે તેમ તેણે દશ સાલી બાંધી હતી. તથા જે વિઘોટી ભરવાનો આંકડો તે ખેડૂત જોડે નકી કરવામાં આવતો હતો. અને હિંદુઓ પાસેથી જીજીયા વિગરે અયોગ્ય કરો લેવાતા તે માફ કર્યા. ત્રાસદાયક દંડો દેવાની ચાલ બંધ કરી તથા સતી થવાનો ચાલ બંધ કરવાને ઉદ્યોગ કર્યો. ટુંકામાં પોતાની રૈયત સુખી ને આબાદ થાય તેને માટે બનતા ઉપાય કર્યા. આ રીતે મુસલમાન ધર્મના ઘણા રાજા થયા તેમાંથી જેના રાજ્યને ખુશીથી સંભારીએ એવો અકબર પાદશાહ ૧૬૦૫ માં મરણ પામ્યો ત્યારે રૈયત દિલગીર થઈ.

અકબરના પછી તેનો પુત્ર સિલીમ એ જહાંગીર એટલે દુનિઆં જીતનારો એવું નામ ધારણ કરી ગાદીએ બેઠો (૧૬૦૫). તેના વખતમાં જાણવા જોગ વાત તેની વહાલી રાણી નુરજહાંની છે. અકબર જીવતો હતો ત્યારથી તેના પર જહાંગીરની પ્રીતિ હતી. પણ તે વાત તેના બાપને ગમતી નહોતી તેથી તેને કોઈ ઊમરાવ જોડે પરણાવી બંગાળે મોકલી દીધી હતી પણ હવે પોતે આપ અખતીઆરી થયો એટલે તેના ધણીને મરાવીને પોતાના જનાનામાં તેડાવી તેની સાથે લગ્ન કર્યું ૧૬૧૧. પછી જીવતા સુધી આ પાદશાહ નુરજહાંના કહ્યા પ્રમાણે ઘણું કરીને કરતો હતો. જહાંગીર વિષયીને ગાફલ પાદશાહ હતો તે નુરજહાંને પરણ્યા પછી કેટલેક દરજે સુધર્યો. તેની કાર્કીર્દીનો આખરમાં નુરજહાંના રાજ લોભથી ભારે ટંટા ઊભા થયા તેનો પુત્ર શાહજહાં તેના સામો ઊઠ્યો અને મોહોબતખાં સરદારે કાંઈ મુદત પાદશાહને કેદ રાખ્યા જેવું કર્યું, આ પ્રમાણે દુખી હાલતમાં તેનો કાશ્મીરમાં કાળ થયો. ૧૬૨૭.

જહાંગીરનો વિચાર શાહજહાંએ પોતાના સામુ બંડ કર્યું હતું માટે ગાદી આપવાનો નહોતો, પણ તે ધારણા મનમાં ને મનમાં રહી. તા૦ ૨૭ મી અક્ટોબર ૧૬૨૭ માં શાહજહાં ગાદીએ બેઠા. એના અમલની શરૂઆતમાં દક્ષિણમાં તથા કાબુલમાં લડાઈઓ ચાલી હતી, તોપણ દેશની આબાદી સારી હતી. શાહજહાંએ અગાઊના દિલ્લીના પાદશાહો કુટુંબના કોઈ માણસને રાજમાં મોટો અધિકાર આપતા નહોતા, તે રીવાજ છોડીને પોતાના પુત્રોનો વિશ્વાસ રાખી તેમને રાજ કાજમાં મોટા હોદ્દા આપ્યા, આમાં છેવટે તેને મહાદુઃખ પ્રાપ્ત થયું. તેના ચારે પુત્રના સ્વભાવ એક બીજાથી જુદા હતા; મોટો દારા ઊતાવળીઓ,

તામસી, ને અહંપદવાળો હતો, સૂજા દારૂડીઓ, ચોથો નાનો મુરાદ ઓછી બુદ્ધિનો તથા આપ મતિઓ અને ત્રીજો ઔરંગજેબ, સાવધ, સમયસૂચક, યુક્તિવાન ને મહા લોભી હતો.

૧૬૫૭ માં શાહજહાં મરણ તુલ્ય માંદો પડ્યો, ત્યારે દારા એકલો તેની પાસે હતો તે સઘળો રાજ કારભાર કરવા લાગ્યો. તેથી તેના બીજા ભાઇઓની આંખમાં અદેખાઇ આવી ને મોટા ભાઇ જોડે લડવા ચઢી આવ્યા. બંગાળેથી મોટું લશ્કર લેઇ સૂજા આવ્યો પણ તેને દારાના દીકરા સુલેમાને હરાવ્યો. આ અરસામાં શાહજહાં સાજો થઇ રાજકારભાર કરવા લાગ્યો. દિલ્લીમાં આ પ્રમાણે વાત ચાલતી હતી તેવામાં ઔરંગજેબ ને મુરાદ, જે દક્ષિણ અને ગૂજરાતમાં હતા, તે નવરા બેઠા નહોતા. ઔરંગજેબે મુરાદને સમજાવ્યું કે મારે તો બધુ આયુષ્ય ફકીરી-પણામાં ગાળવુંછે પણ તને ગાદી મળે તેમાં હું રાજીછું. મુરાદ ઔરંગજેબના આવા બોલવા પર ભરોંસો રાખી તેની સાથે મળી ગયો. દારાએ ઔરંગજેબના સામો લડવા પોતાના સરદાર જસવંતસિંઘને મોકલ્યો હતો, તેનો અને આ બને બંડખોર ભાઇનો ઊજન આગળ મુકાબલો થઇ મોટા જોસથી લડાઇ ચાલી તેમાં જસવંતસિંઘે બહુ બાહાદુરી કરી તોપણ હાર થઇ. પછી બંને ભાઇ આગ્રાના મેદાનમાં દારાની સામા થયા. દારાએ પોતાની જીત થશે એવી પાકી ખાતરી રાખી તેનો પુત્ર સુલેમાન જે સૂજા સામો ગયો હતો તેની વાટ ન જોતાં લડાઇનો આરંભ કર્યો. આ વખતે દારૂણ યુદ્ધ થયું, શાહજાદાઓ હાથીની અંબાડીપર બેશી લશ્કરને મોખરે આવી લડતા હતા અને મુરાદના હાથીને એટલા તીર વાગ્યા હતા, કે તે શાહુડી જેવો થઇ ગયો હતો. આ પ્રમાણે ભર જોસથી લડાઇ ચાલતી હતી તેવામાં દારાના હાથી ઊપર એક સળગતો ટેટો

પડવાથી તેને હેઠે ઊતરવાની જરૂર પડી, લશ્કરે હાથીનો હોદ્દો ખાલી જોઇ દારા મરાયો એમ સમજી નાસા નાસ કરી મૂકી. ઔરંગજેબ રણક્ષેત્રમાં જઇ મુરાદને મળ્યો ને કહેવા લાગ્યો કે તારો જય થયો ને તને ગાદી મળી તેને માટે મુબારકબાદી આપું છું.

ઊપર પ્રમાણે જીત મેળવ્યા પછી આગ્રે આવી પોતાના ઘરડા બાપને કેદમાં નાંખ્યો. હવે ઔરંગજેબને ઊઘાડા પડવાનો વખત આવ્યો કેમકે જે કામ ધાર્યું હતું તે પાર પડ્યું એટલે મુરાદને દગાથી કેદમાં નાંખી પોતાના નામની દુવાઇ ફેરવી તા ૨૦ મો અગસ્ટ ૧૬૫૮. આ પ્રમાણે પોતે પાદશાહ થયો પણ સૂજાને દારાનું કાસળ કાઢ્યા વગર તેને નિરાંત વળી નહીં. સૂજા મોટી ફોજ લેઈ પ્રયાગ આગળ ઔરંગજેબની સામો થયો અને દારૂણ યુદ્ધ થયું તેમાં તેને હારી બંગાળે જવાની જરૂર પડી. ત્યાર પછી સૂજા કેટલાક દિવસ બંગાળામાં ટકાવ કરી રહ્યો પણ અંતે તેને રાજ છોડી બ્રહ્મદેશ જવાની જરૂર પડી ત્યાં તે માર્યો ગયો. આ ટંટો ચાલતો હતો તેવામાં ઔરંગજેબનો પુત્ર મહમદ સૂજાની પુત્રી સાથે મન મળ્યાથી બાપનો પક્ષ મુકી કાકા પાસે ગયો હતો, તેને ઔરંગજેબે હરાવ્યો ને પકડીને જીવતા સુધી બંધિખાનામાં રાખ્યો. દારા ગૂજરાત નાશી ગયો હતો ત્યાંના સુબાએ તેને સાહ્ય કરી તેથી મોટું લશ્કર લેઇ અજમેર ગયો પણ ઔરંગજેબે બહાદુરી કરી તેની ફોજનો વીખેરી નાંખી તેને નસાડ્યો. આ પ્રમાણે નાસતાં છતાં સિંધના એક દગલબાજ અમિરે તેને તથા તેના છોકરાને દગેથી પકડી ઔરંગજેબ પાસે મોકલી દીધા. ત્યાં થોડીવાર કેદમાં રાખી દારા પોતાના હકને માટે લઢ્યો હતો તેમ છતાં ઔરંગજેબે તેને ગુન્હેગાર ઠરાવી મારી નાંખ્યો. અત્યાર સુધી પેલો ગાદી ઊપરથી ઉઠાડી મુકેલો ઘરડો શાહજહાં

બંધીખાનામાં સડ્યા કરતો હતો, તે ૧૬૬૬ માં મરણ પામ્યો એટલે ઔરંગજેબને હવે કોઇ હરકત કરતા રહ્યું નહીં.

પરંતુ આ નિરાંત ઝાઝીવાર ચાલી નહીં. કેમકે દક્ષિણ દેશમાં સિહાદ્રી પર્વતની હારમાં કોકણ કરીને પ્રાંતછે ત્યાં પહાડી લોક રહેછે તેમનામાં એક વીર પુરૂષ ઉત્પન્ન થયો, તેણે સઘળાને આપણે હિંદુ છીએ એવું અભિમાન ચઢાવી બળવાન રાજ સ્થાપ્યું. આ રાજ વિશે અગાઉ કાંઈ લખવામાં આવ્યું નથી માટે આ ઠેકાણે યોગ્ય હકીકત આપવાની જરૂર છે.

અહમદનગરનો મુલક શાહજહાંએ લીધો ત્યારે તેના વજીર શાહજીએ બહાદુરીથી લઢાઇ કરી હતી. એ શાહજીના બાપને પૂનાની પાસે મોટી જાગીર મળી હતી, અને તેને મૈસૂરના મુલકમાં બંગલોરની પાસે બીજી જાગીર મળી. તેથી શાહજીએ પોતાના દીકરા શિવાજીને પૂનાની જાગીરનો કારભાર આપીને તેની ચોકસી સારૂ દાદાજી કોંડદેવ નામે બ્રાહ્મણને ઠરાવ્યો. ગૂજરાતના ચાવડા વંશના રાજા વનરાજે જેમ લૂટફાટ કરી પોતાનું બળ વધાર્યું હતું તેમ શિવાજી ઘાટની આશપાશના મુલકમાં લૂટ ચલાવી ધીમે ધીમે બળવાન થતો ગયો; આથી વિજાપુરના હાકેમે તેને જીતવાને ફોજ મોકલી, શિવાજીએ તે મોકલેલી ફોજનો પરાભવ આ રીતે કર્યો. પાખંડથી તે ફોજના સેનાધિપતિ અફજુલખાને કહાવી મોકલ્યું કે હું તમારાથી ઘણો ડરૂંછું માટે મારે સલાહ કરવાની મરજીછે. આ કહેણ ઉપર તે ભોળો માણસ ખેતરાયો ને સંકેત પ્રમાણે એકલો વગર હથીયારે શિવાજીને મળવા ગયો. તેને શિવાજીએ પોતાના પંજામાં વાઘ નખ સંતાડી રાખ્યા હતા, તે ભેટતાં વાંતજ કાળજામાં ઘોચી દીધા ને ઉપર તરવારનો ઘા કર્યો. આ પ્રમાણે ઉપરીને માર્યા પછી પોતાનું લશ્કર ઝાડીમાં સંતાઇ

રચ્યું હતું તેને સાન કરી કે એકઠું થયું. એટલે શત્રુની ફોજ પર હલ્લો કરી વીખેરી નાંખી.

આ પ્રકારે છળ ભેદ કરી ઔરંગજેબની સામો થયો. ત્યારે તેની પાસે ૧૨૫ કોશ લાંબો કોકણપટી તથા પૂનાની ઉત્તરે મિરજ લગીનો દેશ અને ૭૦૦૦ સ્વાર તથા ૫૦૦૦૦ પાયદળનું લશ્કર થયું હતું, અને ઔરંગજેબે પણ દક્ષિણમાંથી દિલ્લી જતી વખતે તેની પાસે જાગીરો ચલાવવા વિશે કોલ આપ્યા જેવું કર્યું હતું. દિન પ્રતિ દિન તેના લશ્કરમાં ભરતી થતી હતી. આ લશ્કર વડે તે આખા દક્ષિણ હિંદુસ્તાનમાં લૂટ ફાટ તથા લડાઇ કરવાની મતલબથી ફરી વળ્યો. તથા ઇ૦ સ૦ ૧૬૬૫ માં રાજ્યાભિષેક કરાવી પોતાને રાજા કહેવડાવા લાગ્યો અને પોતાના નામના શિક્કા પાડ્યા. આ પ્રમાણે શિવાજીની ચઢતી જોઇ ઔરંગજેબને રીસ ચઢી ને તેણે લશ્કર મોકલ્યું, તેની સાથે હાલ લડવાનો લાગ નથી એમ ધારી સલાહ કરી. આગળ બે વરસ સુધી શિવાજીએ વિજાપુર તથા ગોવળકોંડા અહિંઆંના સંસ્થાનો પાસે ખંડણી લેવાને મેહેનત કરી, અને તેમાં ફતેહ પામ્યો એટલે ઔરંગજેબ આપણને પ્રતિકુલ છે, એમ ધારી તેના સામી કમર બાંધીને તેના સામો ૪૦૦૦૦ હજાર ફોજ લેઇ મોહબતખાં આવ્યો હતો તેને હરાવ્યો ઇ૦સ૦ ૧૬૭૨. આ અરસામાં ઔરંગજેબના ધર્માભિમાનને તથા હિંદુઓ પાસે જીજીઆ વિગરે કરો લેવા શરૂ કર્યા, તેને લીધે મધ્ય હિંદુસ્તાનની શૂરવીર જાત જે રજપુતો તે સાથે કલહ થયો હતો. ઉદેપુરનો રાજસિંહ બધા રજપુતસ્થાનનો આગેવાન થયો હતો. આ લડાઈ કેટલીક મુદત ચાલ્યા પછી છેવટે બંને પક્ષે કંટાળી સલાહ કરી, પણ આવી તેની વર્તણુકને લીધે અકબરના વખતની એકતાની ગાંઠ તે ટૂટી ઉલટા દુશ્મન થઇ પડ્યા. ઔરંગ-

જેમ ઊપર લખ્યા પ્રમાણે રજપુતો જોડની લઢાઇમાં ગુંથાયો હ-
તો, તેવામાં શિવાજીએ દક્ષિણ હિંદુસ્તાનનો ઘણો ભાગ જીતી લીધો
અને ઔરંગઝેબના સરદારોને હરાવ્યા. આગળ જલદીજ તે મરણ
પામ્યો ૧૬૮૦.

શિવાજી લૂટારો હતો એ ખરૂં, પણ રાજકાજ માંય સારો
સમજણો હતો. તેણે રાજ્ય ચલાવાને ઘટતા નિયમો બાંધ્યા હતા.
અને હિંદુઓમાં હિંદુપણાનું અભિમાન પાકા પાયાપર તાજું ક-
ર્યું હતું. આથી તે મુઓ પણ મરેઠાનું જોર નરમ નહીં પડતાં
દહાડે દહાડે વધતું ચાલ્યું.

આણી તરફ ઔરંગઝેબ સાવધાન થયો અને વિજાપુર
ગોવલકોંડા તથા મરેઠાઓ જોડે લઢવાને તૈયારી કરી, દક્ષિણ દે-
શમાં ઘણા વર્ષ સુધી લઢ્યા કર્યું, પણ તેમાં એવો જોગ બનતો કે
નવા દુશ્મન જે મરેઠા તે સાદા, હોંસીલા, ચાલાક, અને જ્યાં જો-
ઇએ ત્યાં ઉતાવળે જવાને કસાયલા હતા; અને મોગલો તરફ જોઇએ
તો અભિમાની, મોજી, ને આળસુ થઇ પડ્યા હતા તથા તેમનો
ડાકડમાળ ભારે હતો. આથી કરી આરંગઝેબ એક જગાએ મ-
રેઠા સામો જતો કે તે નાશીને બીજે ઠેકાણે ઉપદ્રવ કરતા ઊભાજ
છે. તેમના ચાલાક સરદાર સંતાજી, તથા દાનાજીએ મોગલોને તો-
બા પોકરાવી. આ પ્રમાણે ઔરંગઝેબને છેલી મરણની ઘડી વ-
ખત પણ જંપી બેસવાનો વખત આવ્યો નહીં ને ઊલટું અહમ-
દનગર આગળ શત્રુઓએ લશ્કરની ટુકડીઓને ટુકડીઓ કાપી
નાંખીને પોતે શત્રુના હાથમાં પકડાવાની તૈયારીમાં હતો તેવામાં તેનું
મોત થયું તા૦ ૨૧ મી ફેબ્રુવારી ૧૭૦૭.

ઔરંગઝેબે મરતી વખત પોતાની ગાદીએ બેસનારાઓને
એવી હાલતમાં રાજ આપ્યું હતું કે તેનો ઊતાવળે નાશ થવાની

વક્રી હતી. તેમ તેની પછી ગાદી નસીન થયા તેમનામાં પણ રાજને પાછું સારી હાલતમાં લાવે તેટલી શક્તિ નહોતી. એવામાં ઇરાનના રાજા નાદીરે કેટલાંક અફગાન લોક ગીજનીની પાસે જઇ રહ્યા હતા, અને તેને દિલ્હીના પાદશાહે આપ્યા નહીં તેથી ચીઢાઇને હિંદુસ્તાનપર સ્વારી કરી (નવેંબર ઇ૦ સ૦ ૧૭૩૮) અને પાદશાહનો પરાજય કરી દિલ્હી શેહેર જીતી લીધું. શેહેર તાબે થયા પછી બે દિવસ શાંતી રહી, પણ ત્રીજી રાતે શેહેરમાં એવી વાત ફેલાઇ કે નાદીર મરણ પામ્યો, તેથી દિલ્હીના લોકો ઇરાનીઓ ઉપર ટૂટી પડી મારવા મંડયા, સવારમાં નાદીરશાહ ઘોડે બેશી ફરવા નિકળ્યો. ત્યાં જે ફળીઆમાં ઇરાનીનું મડદુ જોયુ ત્યાંના બધા રહેવાસીઓને મારી નાંખવાનો હુકમ કર્યો આ પ્રમાણે થોડીવાર કતલ ચાલી તેટલામાં ઠામ ઠામ લોહીની રેલ દેખાવા લાગી, ત્યારે નાદીરને કમકમી આવીને બંધ રાખવાનો હુકમ આપ્યો આ કતલમાં થોડામાં થોડા ૩૦ હજાર માણુસના જીવ ગયા, આવો ખેદકારક સંહાર કર્યા પછી નાદીર પુષ્કળ દ્રવ્ય લેઇ તથા લોહીની નોકોથી રાજી થઇ પાછો સ્વદેશ ગયો મારચ ૧૭૩૯. નાદીરના ગયા પછી દિલ્લીના રાજા ફક્ત નામનાજ અધિપતિ રહ્યા ને હાથ નિચેના સુબાઓ સ્વતંત્ર રાજા થઇ પડયા. નીજામ નામે સરદારે દક્ષિણમાં હેદરાબાદમાં નીજામ શાહી રાજ સ્થાપ્યું. અને બિજો બંગાળા અને ત્રીજો અયોધ્યા આ રીતે જેના હાથમાં જે આવ્યું તે દબાવી ધણી થયા. ૧૫ મા સૈકામાં નાનકશાહે શીખ ધર્મ ચલાવ્યો, એક સૈકા પછી તેમને મુસલમાનો એ પિડા કરવા માંડી માટે નાનકથી દસમા પુરૂષ ગુરૂ ગોવિંદ ૧૬૭૫ માં તે પંથના લોકનો એક જથો બાંધ્યો. અને એ જથાના બધા જણે સીપાઇ થઇ વાદળી રંગના લૂગડાં પહેરવાં ને હિંદુઓને પિ-

ડા કરવી નહીં. આ પ્રમાણે તેમના રાજ્યનો પાયો નંખાયો, તે આ વખતે પંજાબમાં અમલ કરવા લાગ્યા. ઔરંગજેબના મુઆ પછી શાહુરાજા જે દિલ્લીમાં કેદ હતો તેને આ ઉમે છોડી મૂક્યો હતો; તેણે દક્ષિણમાં આવી પોતાના પ્રધાન બાલાજી વિશ્વનાથ તથા તેનો પુત્ર બાજીરાવ કે જેની બુદ્ધિ ઘણું કરીને શિવાજી જેવીજ હતી, તેની ચતુરાઇથી-મરેઠી રાજ પાકા પાયા પર આવ્યું. શાહુ સને ૧૭૪૯માં મરણ પામ્યો તેને પેટે કાંઈ છોકરું નહોતું, તેથી તેના વંશમાંથી એક પુરૂષને ગાદીએ બેસાડ્યો; અને આ વખતે બાજીરાવનો પુત્ર બાલાજી પ્રધાન હતો તેણે એક એવો લેખ રજુ કર્યો કે પેશવાએ કુલ રાજ કારભાર કરી શિવાજીના વંશમાંથી ગાદી જવા દેવી નહીં, તેમ મરેઠામાં પણ હવે રામવાળા રાજા થયા નહીં. તેથી ખરે ખરા રાજા પેશવા કહેવાવા લાગ્યા. તેમનું પ્રબળ આ વખતે એટલું વધ્યું હતું કે સિંધુ નદી આગળ જઈ અફગાનોને હરાવ્યા, તેથી અફગાનના પાદશાહ અહમદશાહ દુરાનીએ ચીડાઇ હિંદુસ્તાન પર હલ્લો કર્યો ૧૭૬૦. મરેઠા બે લાખ લશ્કર લેઇ સામા થયા અને ભારે લડાઇ થઇ તેમાં મરેઠાની કેવળ હાર થઇ. આ માર ખાધા પછી મરેઠા ઊભા થયાજ નહીં, ને તેમને ઊભા કરે એવો કોઇ સરદાર પણ થયો નહીં. આ પ્રમાણે એક પછી એક નરમ પડતા ગયા. હવે રાજદેવી નવા લોકપર તુષ્માન થઇ. આ લોક પશ્ચિમ તરફ યૂરોપ ખંડમાં એક ગ્રેટબ્રીટન નામે નાનો બેટ છે ત્યાંના રહેવાસી હતા, આ દેશમાં તે વેપાર અર્થે આવ્યા હતા તેમને રાજ મળ્યું. તેની હકીકત આગલ્યા પ્રકરણમાં આવશે.

## પુનરાવર્તન માટે પ્રશ્ન.

આણે શું રાજનું વહન કર્યું? ગુજરાતનું રાજ ક્યારે સ્વતંત્ર થયું? તેમાં કીયા પાદશાહ પ્રખ્યાત થયા? અને ક્યારે હિંદુસ્તાનની ગાદી

તળે આણ્યું? અકબર ગાદીએ બેઠા ત્યારે તેની અને રાજની અવસ્થા કેવી હતી? તેનો વજીર અને તેની બહાદુરી? તેણે પોતાને હિંદુસ્તાનના લોકોથી ફોજનો જમાવ થાય એવા કયા ઉપાય કર્યા? તેણે ર યતના સુખને અર્થે કયાં કામો કર્યાં? તેને કયા હિંદુ સરદારોએ ખરા અંતઃકરણથી મદદ કરી હતી? જહાંગીર પાદશાહ ઘણું ખરૂ કોના કહ્યા પ્રમાણે ચાલતો? તેના વખતમાં કયા બાહાદુર સરદારો હતા અને તેમણે કયાં કયાં કામ કર્યાં તે કહો? શાહજહાંની કારકીર્દીમાં કયે ઠેકાણે લડાઈઓ સળગી હતી? ને તે શા કારણથી ઘડપણમાં દુખી થયો? તેને કેટલા પુત્ર હતા અને તેમનાં લક્ષણ? ઓરંગજેબને કેવી રીતે રાજ મળ્યું? શિવાજીની ઉત્પત્તિ ને તેની ચડતી કેવી રીતે થઈ; મહમદબેગડો, અકબર, શાહજહાં, મોહબતખાં, દારા, મુરાદ, બાલાજી વિશ્વનાથ, બાજીરાવ, નાદિર, અમદશાહ દુરાની, આ લોકોને માટે તમે શું વાંચી ગયા? ૧૬૦૫, ૧૬૧૧, ૧૬૨૭, ૧૬૫૭, ૧૬૬૫, ૧૬૮૦, ૧૭૦૭, ૧૭૩૮, ૧૭૪૯, ૧૭૬૦ આ શાલોમાં શી વાત બની તે કહો?

---

## प्रकरण ४ थुं.

### યૂરોપિયન લોકનાં થાણાં ઇસવીસન ૧૭૪૪ સુધી.

વેપાર તથા લક્ષ્મીને માટે હિંદુસ્તાન પ્રાચિનકાળથી ઘણું પ્રખ્યાત હતું, એ વાત યૂનાનના શિકંદરની ચડાઈ, લોભી અને ક્રૂર સુલતાન મહમૂદ અને તે પછીના તૈમૂરલિંગ તથા નાદિર એઓની હિંદુસ્તાન સાથેની વર્તણુક દેખાડી આપેછે. યૂરોપના લોકો જોડે આ દેશનો વેપાર સામ સામી ચાલતો નહોતો. પણ આરંભ

લોકો ઇરાની અખાત તથા લાલ સમુદ્રમાં થઇ મિસર અને શિ-
રિયાના બંદરોમાં લાવતા અને તેમની પાસેથી જીનોઆ તથા વે-
નીસના લોક લેતા અને અહિંથી યૂરોપનાં બધા દેશમાં ફેલાતો
હતો. આવું ચૌદમા સૈકા સુધી ચાલ્યું, પણ પંદરમા સૈકાની સરૂ-
આતમાં આખા યૂરોપમાં સાહસ કામ કરી આ લાભ મેળવવાની
ઇચ્છા ઉત્પન્ન થઇ, તેનો ફાયદો પેહેલ વેહેલો પોર્ટુગાલ તથા સ્પે-
નના લોકોને મળ્યો અને તેઓએ નહીં જોએલા દેશો શોધી કાઢયા.

૧૪૮૭ માં પોર્ટુગીજના બાર્થોલ્મ્યો મ્યુડીઆજ નામે વહાણ-
વટીએ આફ્રિકાની દક્ષિણની ભૂશીરની પ્રદક્ષણા કરી, અને તેને
ત્યાં તોફાન નડ્યાથી તોફાની કેપ એવું નામ આપ્યું; પણ પછીથી
આ રસ્તે થઇને હિંદુસ્તાન જેવા માતબર દેશમાં જવાશે એવી
આશા પડયાથી પોર્ટુગાલના રાજા ઇમાન્યુએલે તેનું નામ સારી
આશાની ભૂશિર ઠરાવ્યું, જે નામ હાલ પણ ચાલેછે. આ આશા
પૂરી પાડવામાં પોર્ટુગીજ લોકને દશ વર્ષ વીતી ગયાં, આ અરસામાં
સ્પાનીઅર્ડ લોકોની મદદથી જીનોઆના રહેવાસી ક્રિસ્તોફર કો-
લંબસે એક નવા મહદ્વીપને લગતા બેટોનો શોધ કર્યો ૧૪૯૨.
અને તેમણે ધાર્યું કે આ બેટ હિંદુસ્તાનના સંબંધમાંછે તથા
તે દેશમાં જવાને અહીંઆથી ટુંકો અને સેહેલનો રસ્તો હશે.
આ પ્રમાણે અગત્યના શોધો થયા તેથી યૂરોપના લોકની જળ
માર્ગે લાંબી સફરો કરી લાભ મેળવવાની આશા ઉત્તરોતર વધતી
ચાલી, આ પ્રમાણે સ્પાનીઅર્ડ લોકો અમેરિકાની શોધમાં મંડયા
રહ્યા, તેમ પોર્ટુગીજ પૂર્વ તરફની મેહેનત સફળ કરવા તત્પર થયા.

૧૪૯૭ નો જુલાઈ માસ બેસતાં વાસ્કોડીગામા નામે
અનુભવી વહાણવટીને હિંદુસ્તાન જવાને રવાને કર્યો, તે અગી-
આર માસની લાંબી સફરમાં આફ્રિકાનો કિનારો જોતો જોતો

મલબારકાંઠાના કાલીકોટ બંદરમાં જીતયા ૧૪૯૮, અને ત્યાંના રાજા ઝામોરીનની રૈયત સાથે વેપાર ચલાવી અંતે સવા બે વર્ષે પોતાના દેશમાં ગયો.

બીજી સફરમાં કાબ્રાલ નામે સરદારને વધારે વહાણો આપી આ લાભકારી વેપાર ચાલુ રાખવા સારૂ મોકલ્યો ૧૫૦૦, તેને રસ્તામાં તોફાન નડવાથી પશ્ચિમ તરફ ઘસડવું પડ્યું તેમાં અકસ્માત બ્રાઝીલ દેશનો શોધ લાગ્યો. આ દેશ પાછળથી પોર્તુગીજને વધારે કીમતી માલુમ પડ્યો. ત્યાંથી નીકળી કાબ્રાલ કાલીકોટ આવ્યો; તેની સાથે ઝામોરીને દોસ્તી ભાવ બતાવ્યો, પણ પોર્તુગીજ વેપારીઓની ગેરવર્તણુક તથા મુસલમાનોનો દ્વેષ એ બંને કારણોથી તેને કોચીન બંદરમાં જવું પડ્યું. કાબ્રાલ ત્યાંથી માલ ભરી પોર્તુગાલ ગયો અને કહીઆની બધી વાત રાજાને કહી. પછી પોર્તુગીજ રાજાએ હિંદુસ્તામાં વેપાર તથા રાજ સ્થાપવાના ઇરાદાએ વાસકોડીગામાને લશ્કરી વહાણો આપી બીજીવાર મોકલ્યો. આ પ્રમાણે વેપાર તથા રાજને અર્થે ત્રણીવાર આવ જાવ થઇ, અને કોચીનના રાજાની મદદે જઇ ઝામોરીનને હરાવ્યો.

આલફોન્સો-ડિઆલબુકર્ક જેને હિંદુસ્તાનનો સુબો ઠરાવ્યો હતો તેણે ૧૫૧૦ માં ગોવાના રાજાની ગેરહાજરીમાં તે બંદર સર કરી પોતાના કારભારની મુખ્ય જગા ઠરાવી. આ પછી વેપારની ગોઇવાળો મલાક્કા પ્રાંત અને ઇરાની અખાતમાંનો ઓર્મઝ બેટ પોતાના કબજામાં લીધા. ૧૫૧૫ માં તે મરી ગયો તે વખતે પોર્તુગીજના વહાણોની હાક બધા હિંદી મહાસાગરમાં વાગી રહી, અને તેમાં બીજા કોઈને વેપાર નહીં કરવા દેતાં પોતે એકલાજ કરવા લાગ્યા.

તો પણ સોળમા સૈકાની આખરે વલાદા લોકોએ મલાક્કાના બેટમાં તથા હિંદુસ્તાન સાથે વેપાર કરવા માંડ્યો. થોડી મુદતમાં

એ પણ માતબર વેપારી થયા, અનુકુળ જગાએ કોઠીઓ ઘાલી અને જાવા બેટમાં બટેવીયા નામે શેહેર વસાવી રાજધાની કરી. ધિમે ધિમે તેમને હિંદુસ્તાનમાંની નેગાપાટલ, પુलीકાટ, ને ચિન્સુરા વિગરે જગાઓ મળી.

આ અરસામાં અગ્રેજ લોકને બીજો નવો રસ્તો શોધી કાઢી હિંદુસ્તાનનો વેપાર કરવાનો વિચાર થયો, પણ તેમને થોડી મુદતમાં સમજાયું કે પોર્ટુગીજ અને વલંદા જે રસ્તે જાયછે તેજ ઠીક પડશે. એમ ધારી પંત્યાળું કાઢી ઇસ્ટ ઇન્ડીયા એવા નામની કંપની ઉભી થઇ, અને પોતાની રાણી ઇલીજાબેથ પાસેથી વેપાર કરવાનો પટો મેળવ્યો ૧૬૦૦. આ વખતે આ દેશમાં પ્રખ્યાત અકબર બાદશાહ રાજ કરતો હતો.

હિંદુસ્તાનનો વેપાર જોકે ત્રણે પ્રજાઓને કરવાને જેઇએ તેવો બોહોળો હતો, તોપણ દ્વેષભાવથી માંહોમાંહે ઘણીવાર ટંટા થતા હતા. આમ્બોયના બેટમાં વલંદા લોકોએ દોસ્તી છતાં અગાઢ અંગ્રેજોને ચાકર સુધાં ઓચિંતા કતલ કર્યા ૧૬૨૧.

વળી અધુરામાં પુરૂ આ ઇસ્ટઇન્ડિયા કંપનીનો લાભ જોઈ બીજા અંગ્રેજો ઉશ્કેરાયા, અને તેમણે નવી કંપની કાઢી પટો મેળવ્યો. આ બે કંપનીઓની વચ્ચે સન ૧૭૦૮ સુધી વઘરા ચાલ્યા. આ સાલમાં બંને કંપનીની વચ્ચે સલાહ થઇ અને બે કંપનીઓ જોડી દઈ યુનાઇટેડ ઇસ્ટ ઇન્ડિયા કંપની એવું નામ પાડ્યું. આ વેપારીઓ પોતાના બધા ભાગીયામાંથી ૨૪ જણને પસંદ કરી કારભાર કરવા ડીરેકટર નીમતા હતા, આ રીતે કંપનીનું કામ વચમાં કેટલા ફેરફાર થતાં સને ૧૮૫૮ માં મહારાણી વિકટોરીઆએ પોતાના હાથમાં સત્તા લીધી ત્યાં સુધી ચાલ્યું.

આ જોડાએલી કંપનીએ વલંદાની સાથેથી મસાલાના બેટમાંથી

નીકળી ૧૬૩૯ માં ચંદ્રનગરના રાજા પાસેથી કેટલીક જમીન વેચાતી લેઈ મદ્રાસનો કિલ્લો બાંધવા પરવાનગી મેળવી.

૧૬૬૨ માં પોર્તુગાલની કુંવરી કાથારાઈને વેરે ઈંગ્લાંડના બીજા ચાર્લસનું લગ્ન થયું, તેમાં પેહેરામણીમાં મુંબાઈ બેટ આપ્યો. તે તેણે અમુક વાર્ષીક રકમ લેવી ઠરાવી કંપનીના તાબામાં સોંપ્યો. આ પછી કયારોમાંડલ કિનારામાં કડલોરની પાસે ટેગનાપટણમાં ફોર્તસેન્ત દેવીદ નામે કિલ્લો બાંધ્યો, આ શેહેર કંપનીએ વેચાતું રાખ્યું હતું.

૧૭૦૦ માં કલકત્તાની પાસેની કાંઈ જમીન વેચાણ લેઈ ત્યાં ફોર્તસેન્ત વુલિઅમ નામે કિલ્લો બાંધ્યો. આ વખતે દિલ્લીમાં જે પાદશાહ હતો તેને કાંઈ રોગ થયેલો તે અંગ્રેજી વૈદ હેમિલ્ટને મટાડયો તેથી કલકતા તથા મદ્રાસની આસપાસ વધારે જમીન લેવાની રજા મળી, આ અરસામાં ફ્રેન્ચ લોક હિંદુસ્તાનમાં આવ્યા અને તેમણે પાંદેશારીમાં થાણું કર્યું. થોડી મૂદતમાં તેમને અને અંગ્રેજોને ટટો સળગ્યો તેનું પરિણામ એમ થયું કે વાંદીવાસ આગળના યુદ્ધમાં અંગ્રેજોની સંપૂર્ણ જીત થઈને હાલ જે મોટું રાજ ભોગવેછે તે મેળવવાને શકિતમાન થયા.

## પૂનરા વર્તક માટે પ્રશ્ન.

હિંદુસ્તાનનો વેપાર પ્રથમ યૂરોપની સાથે કેવી રીતે ચાલતો? કેપ આવ ગુડ હોપની પ્રદક્ષિણા પેહેલ વેહેલી કોણે કરી? યૂરોપના કયા લોકોએ મોટો સફરો કરવાનું સાહસ કામ માથે લીધું ને તેમણે કયા નવા દેશો શોધી કાઢ્યા ને કયારે? બ્રાજીલનો શોધ શી રીતે થયો? પોર્તુગીજ પછી કયા લોક હિંદુસ્તાનમાં આવ્યા અને તેમણે કયાં વેપાર કરવા માંડયો? તેમની પછી કયા લોક આવ્યા ને કયારે? મદ્રાસ, કલકત્તા, અને મુંબાઈ અંગ્રેજ લોકને

શી રીતે ને ક્યારે મળ્યાં? મહારાણી વિક્ટોરીઆને હિંદુસ્તાનની સત્તા ક્યારે મળી?

---

## प्रकरण ५ मुं.

### आ देशमां अंग्रेजी राज्यनो उदय.

इ० स० १७४४ थी १७५३ सुधी.

અંગ્રેજી કંપની અને ફ્રેન્ચ કંપની આ બંનેને હિંદુસ્તાનમાં વેપાર કરવાની તથા રાજ મેળવવાની ઇચ્છા હતી. તેથી તેઓમાં સેહેજ દુશ્મનાવટ થઇ એવામાં ૧૭૪૪ માં યૂરોપમાં બંને પ્રજાઓ વચ્ચે લડાઈ સળગી; અને એક બીજાનાં હિંદુસ્તાનનાં થાણાં લેવા ફોજો આ દેશમાં આવી. ૧૭૪૬ માં લાબર્ડો નામે શૂરા ફ્રેન્ચ સરદારે મદ્રાસપર આવી તેને પાંચ દિવસ સુધી ઘેરો ઘાલી તે લીધો અને ઘટતો દંડ લેઇ કેદીઓને તથા શેહેરને મુક્ત કરવા કબુલ થયો તા૦ ૧૦ મી સપટેમ્બર ૧૭૪૬. પણ આ વાત ફ્રેન્ચનો ગવરનર ડુપ્લી જે વિચક્ષણ અને મહાલોભી હતો તેને ગમી નહીં અને લાબર્ડોના ઊપર ઇર્ષા કરવા લાગ્યો. ડુપ્લીએ પકડાએલા અંગ્રેજોને ભારે દુખ દેઇ હમેશાની કાળાટીલી વોહોરી લીધી, એવામાં ઇંગ્લાંડથી નવું લશ્કર આવ્યું તેની મદદથી પાંદેશરીને ઘેરો ઘાલ્યો પણ હારીને પાછા આવવું પડ્યું; પછી તરતજ બંને પ્રજા વચ્ચે યુરોપમાં સલાહ થઇ ને એક એકનો લીધેલો મુલક પાછો આપવો એમ ઠર્યું. અંગ્રેજમાં ડુપ્લી જેવા સરદારની ખોટ હતી એટલુંજ નહીં પણ તે સંખ્યામાં થોડા હતા,

અને તેમની નજર રાજકાજ કરતાં વાણીયાની પેઠે વેપારમાં ઘણી ચાલતી હતી. ડુપ્લીએ દીર્ઘ દ્રષ્ટીથી વિચાર્યું કે દેશી સિપાઇઓને યૂરોપીયન અધિકારીઓના તાબામાં રાખી કેળવ્યા હોયતો તે ઘણું કરીને યૂરોપીયન લશ્કરના જેવા થઇ શકે ખરા, આ વાત અંગ્રેજોએ પણ પછીથી પસંદ કરી.

આ અરસામાં ડુપ્લીએ ફોર્ટસેન્ત દેવીદ ઊપર બે હલ્લા ડીસેમ્બર ૧૭૪૬ અને માર્ચ ૧૭૪૭ માં કર્યા, તેમાં ફાવ્યો હોતતો કર્ણાટકનો ધણી થાત; પણ ઇંગ્લાંડથી બળવાન ફોજ આવી તેના આગળ ફ્રેન્ચનું કાંઇ ન ચાલતાં ઘેરો ઊઠાવી જવું પડ્યું. આ પ્રમાણે અંગ્રેજોએ જીત કરી ખરી, પણ ફ્રેન્ચોનો વધારે કેડો લેવા જેટલું સામર્થ નહોતું. તે કારણથી ફ્રેન્ચોને છોડી તંજાવરમાં ગાદી માટે બે ભાઇ વચ્ચે ટંટો ચાલતો હતો તેમાં ૧૭૪૯ માં સામેલ થયા, અને દેવિકોટા કિલ્લો લેવા પ્રયત્ન કર્યો, પણ તેવામાં ગાદી ઊપર બેઠેલો રાજા દેવિકોટા તથા તેની આસપાસનો મુલક આપવા કબુલ થયો એટલે અંગ્રેજોએ તે માન્ય કરી તેના ભાઇનો પક્ષ છોડ્યો.

ઊપર કહ્યા પ્રમાણે યૂરોપમાં ફ્રેન્ચ ને અંગ્રેજની વચ્ચે સલાહ થઇ. આથી હિંદુસ્તાનમાં તે બંને પ્રજાઓને ઊઘાડે છોગે લડવાનું તો બંધ પડ્યું, પણ બંનેને રાજનો લોભ હતો તેથી જૂદે રૂપે એટલે દેશી રાજાઓના પક્ષમાં ભરાઇ લડવા લાગ્યા ૧૭૪૯.

દક્ષિણ હિંદુસ્તાનમાં આ વખતે બે મોટાં રાજ્યો હતાં હેદરાબાદમાં નિઝામનું રાજ હતું. આ નિઝામ પેહેલાં દિલ્લીના રાજાનો સુબો થઇ આવેલો પરંતુ હમણાંતો સ્વતંત્ર જેવો થઇ પડ્યો હતો. બીજું કર્ણાટકના નવાબનું રાજ હતું તે નિઝામનો ખંડીયો હતો. ૧૭૫૦માં આ બંને રાજની ગાદીના રાજ કર્ત્તાઓ મરવાથી નિઝામની

ગાદીએ નાસરજંગ અને કર્ણાટકની ગાદીએ અનવરદ્દીન બેઠા. આ બંનેના સામાવાળીઆ મિરજાફરજંગ તથા ચંદા સાહેબ હતા. તેમણે ફ્રેન્ચોની મદદ માગી, ડુપ્લે આવી તકને ચાહતો હતો, તે તરતજ મદદ કરવા કબુલ થયો અને ૪૦૦ ફ્રેન્ચો તથા ૨૦૦૦ દેશી સૈન્ય આપ્યું, અને બીજા પક્ષનાએ અંગ્રેજની મદદ માગી. લડાઇ ચાલતાં અનવરદ્દીન મરાયો અને તેનો પુત્ર મહમદઅલી બચેલા લશ્કરને લેઇ ત્રિચિનાપલ્લી નાશી ગયો; તથા ફ્રેન્ચ સરદાર બુસ્સિએ પોતાનું શૂર અને તિક્ષ્ણ બુદ્ધિ વાપરી, ઘણી લડાઇમાં જય મેળવી મિરજાફરજંગને ગાદીએ બેસાડયો; પણ તેનાથી બરાબર રાજ ન કરાયું તેથી તેની જગાએ સલાબતજંગને ગાદીએ બેસાડયો, અને ચંદા સાહેબની પણ ધારણા પાર પડી. આથી ફ્રેન્ચનો ગવરનર ડુપ્લે દક્ષિણનો સુબો કહેવાયો અને જ્યાં આગળ પોતાની જીત થઇ હતી, ત્યાં આગળ કિર્તીસ્થંભ તથા પોતાના નામનું ડુપ્લેઆબાદ નામે શેહેર વસાવ્યું.

બીજા પક્ષના મળતીઆ અંગ્રેજ હતા તેમનાથી હજુ ફ્રેન્ચના જેવું એક કામ બન્યું નહોતું. તેમણે ત્રિચિનાપલ્લીના રક્ષણને અર્થે નાનું લશ્કર મોકલ્યું, પણ કાંઇ વળ્યું નહીં. આથી કરી મહંમદઅલી ફ્રેન્ચોને મળી જવાની તૈયારીમાં હતો, તેવામાં એક જુદોજ બનાવ બન્યો જેથી મહંમદઅલીના વિચાર બદલાયા. દેવિદના કિલ્લામાં કપ્તાન કલાઇવે રાજ મંડળમાં જણાવ્યું કે આપણે રાજધાનીના શેહેર આર્કાટપર હલ્લો કરીશું, તો ચંદા સાહેબ ત્રિચિનાપલ્લી છોડી રાજધાનીનું રક્ષણ કરવા આવશે, આ વાત બધાને ગમી; અને તે પ્રમાણે કરવા કલાઇવને તા૦ ૨૬ મી આગષ્ટ ૧૭૫૧ માં ૨૦૦ અંગ્રેજ તથા ૩૦૦ દેશી માણસ આપી મદ્રાસથી આર્કાટ મોકલ્યો. તેને રસ્તામાં વરસાદ વિજળી તથા

ગર્જનાનું તોફાન નડ્યું, તો પણ બહાદુરીથી અર્કાટ આવી શત્રુઓને નસાડી મૂકી કિલ્લો હસ્તગત કર્યો. આગળ તે કિલ્લાને સમરાવી રક્ષણ કરતો છતાં ચંદા સાહેબનો દીકરો રાજા સાહેબ તા૦ ૨૩ મી સપ્ટેમ્બરે ૧૫૦ ફ્રેન્ચ તથા ૧૦૦૦૦ દેશી માણસ લેઇ, અર્કાટની મદદ આવ્યો. આ વખતે ક્લાઇવિ પાસે મુએલા તથા ઘાએલ થએલા જતાં ૧૨૦ ગોરા તથા ૨૦૦ કાળા એટલું નાનું લશ્કર હતું, તોપણ પચાસ દિવસ સુધી શત્રુનું કાંઇ ચાલવા દીધું નહીં. આ અરસામાં મદ્રાસથી મદદ મોકલવાને કોશીશ થઇ પણ તે વ્યર્થ ગઈ; તો પણ મોરારીરાવ કરીને એક મરેઠા સરદારે કલાઇવની બહાદુરી જોઇ મદદ કરવાને ધાર્યું, આ વાત સાંભળતાંજ રાજા સાહેબ ઊતાવળે હલ્લો કરવાને તત્પર થયો તા૦ ૧૪ મી નવેંબર ૧૭૫૧ માં મુસલમાનનો મોહરમનો દિવસ હતો તે દિવસે ભારે જોસથી હલ્લો કર્યો પણ કલાઇવના આગળ તેનું નહીં ચાલતાં પાછા જવું પડ્યું ને ત્રીજે દિવસે ઘેરો ઊઠાવી શત્રુ ચાલતા થયા.

આ પછી તરતજ મદ્રાસથી કુમક આવી પહોંચી, કે કલાઇવે દુશ્મનોનો કેડો લીધો. તેણે રાજા સાહેબના લશ્કરને આર્ની આગળ પકડી પાડી સંપૂર્ણ જીત મેળવી. આ સમયે અંગ્રેજને બહુ લાભ થયો, અને ફ્રેન્ચોના કેળવાયેલા ૬૦૦ દેશી સીપાઈ તેમનો પક્ષ છોડી ઇંગ્રેજના પક્ષમાં આવ્યા; તથા શત્રુનો સઘળો ખજાનો તેમને હાથ આવ્યો પછી ક્લાઇવ ફોર્ટ સેંટ ડેવિડ કિલ્લામાં પાછો આવ્યો; પાછા વળતાં રસ્તામાં કાંજેવરમમાં એક દેવાળય ફ્રેન્ચને તાબે હતું તે જીતી લીધું. આ પ્રમાણે ફ્રેન્ચોની હાર થતી જોઇ ત્રિચિનાપલ્લીના ઘેરામાંથી દહાડે દહાડે માણસ ઘટવા લાગ્યાં. તેમ તેમની પાસે સામગ્રી પણ થઇ રહેવા આવી,

હતી. રાજા સાહેબે આ પછી મદ્રાસને ઘેરો ઘાલવાનો પ્રયત્ન કર્યો પણ કલાઇવનું નામ સાંભળતાં ચાલતી પકડી, કલાઇવે તેની પીઠ પકડી કોવરેપાક આગળ લઢાઈ કરી બહુ નાશ કર્યો. આ પછી રાજા સાહેબનુ લશ્કર તેને મૂકી જતુ રહેવા લાગ્યું અને ફ્રેન્ચો પાંદેશરી ગયા ફેબ્રુવારી ૧૭૫૨. આ પ્રમાણે જીત કરી આવતાં કલાઇવે રસ્તામાં દુપ્લેના કરાવેલા કીર્તિસ્થંભ તથા તેનું વસાવેલું શેહેર ફ્રેન્ચોનુ વંજન ઘટવા સારૂ પાયમાલ કર્યાં તા૦ ૧૭ મી માર્ચ. ત્રિચિનાપલ્લીનો ઘેરો કલાઇવે મેજર લારેન્સના હાથ તળે રહી ઉઠાચ્યો. આ પેહેલાં મહમદઅલ્લીને મેસૂરથી ૧૪૦૦૦ માણસ તથા ૬૦૦૦ મરેઠા ને તંજાવારથી કાંઇ લશ્કર મદદ આવ્યું હતું. આવા મોટા લશ્કરના સામું ઊભુ રહેવાની શક્તિ નહીં હોવાથી ફ્રેન્ચ લશ્કર સિરંગહામ કરી એક કિલ્લાબંધી દેવળ હતુ ત્યાં ગયુ, પણ કલાઇવે તેને ઘેરી ફ્રેન્ચોને છેક હરાવ્યા તેથી શરણુ થવું પડ્યું ૧૭૫૨. હવે ચંદા સાહેબનું લશ્કર તેને છોડી જતું રહ્યું ને ફ્રેન્ચો હાર્યા, એટલે તે તંજાવરથી આવેલા લશ્કરના સરદારને તાબે થયો. તેને તેણે અભય વચન આપ્યું હતું, તેમ છતાં પાછળથી તેનો શિરછેદ કર્યો એ ઠીક કર્યું નહીં.

આગળ વેહેલુંજ ત્રિચિન્નાપલ્લી શેહેર તાબે થયું તે મહમદઅલ્લીને નામે કબજે લેઈ, મેજર લારેન્સ તે શેહેરને માટે થોડું ગ્યારિસન મૂકી સેન્ત દેવિદ ગયો. તે પછી ગિજિનીનો જોરાવર કિલ્લો જીત્યો અને પાંદેશરી અને સેન્તદેવિદની વચ્ચે બાહુગામ પાસે અગષ્ટ માસમાં ફ્રેન્ચનું લશ્કર સામું મળ્યું કે લઢાઈ ચાલી તેમાં લારેન્સનો પૂર્ણ જય થયો.

આ અરસામાં કલાઇવે ઇંગ્લાંડથી નવા આવેલા લશ્કરને લેઇ કોવેલાંગ તથા ચિંગલપટ નામે શેહેરો લીધાં. પછી તર-

તજ તેના શરીરને ઠીક નહીં હોવાથી વતન જવાની જરૂર પડી.

ક્લાઇવ આઠ વર્ષ ઊપર કરોમાંડલ કિનારાપર આવ્યો હતો તે વખતમાં ને હૈવાણના વખતમાં આસમાન જમીનનો ફેર પડ્યો હતો તે વખતે ફ્રેન્ચોની ઠેકાણે ઠેકાણે ચડતી હતી, તથા તેમના સરદાર ડુપ્લીના મનોર્થ પાર પડતા હતા; અને અંગ્રેજ તરફ જોઇએ તો તે વાણીયાની માફક વેપારનું અને નામુ લખવાનું કામ કરતા હતા. હવણાં તો સમો ફરી ગયો હતો અંગ્રેજો કર્ણાટકના ધણી, અને લડાઇમાં શૂરા તથા ધીરજવાળા દેખાવા લાગ્યા ને તેથી ઉલટું ફ્રેન્ચોના મનોર્થ અફળ ગયા અને તેમની સત્તા ઘટતી દેખાવા લાગી.

## પુનરાવર્ત્તક માટે પ્રશ્ન.

ફ્રેન્ચ કંપની ને અંગ્રેજી કંપનીને શા માટે લડાઇ થઇ? મદ્રાસ ઉપર આવી કોણે ઘેરો ઘાલ્યો? ને ક્યારે? અને તેનું વર્ણન? અંગ્રેજોએ તંજાવરની નાની લડાઇમાં શા માટે મન ઘાલ્યું? આ વખતે દક્ષિણ હિંદુસ્તાનમાં મુખ્ય દેશી રાજ ક્યાં હતાં અને તેમાં શા કારણથી ટંટો ઊઠ્યો? અને તેનું વર્ણન? આર્કાટ ઉપર હલ્લો કરવાની યુક્તિ કયા અંગ્રેજ સરદારને સુઝી? અને તે કામ તેણે કેવી રીતે પાર પાડ્યું? ફ્રેન્ચનો ને અંગ્રેજનો મુકાબલો કરો? ડુપ્લી, ક્લાઇવ, રાજા સાહેબ, ચંદા સાહેબ, મહમદઅલી તથા મોરારીરાવ વિષે તમે શું વાંચી ગયા. સેન્ટડેવિડ, ડેવિકોટા, ત્રિચિનાપલ્લી, આર્કાટ, આર્ની, કાવેરીપાક, પાંડેચરી, સિરંગમ એ જગાઓ આગળ કોની કોની લડાઇ થઇ? અને તેનું વર્ણન?

# प्रकरण ६ ठुं.

## बंगाळमां अंग्रेजी राजनी च्हडती.

### इसवीसन १७५३ थी १७५७ सुधी.

ક્લાઇવના ગયા પછી જાણવા જોગ બિના બની નથી. ૧૭૫૪ માં ડુપ્લલીનું કામ ફ્રેન્ચોની નજરમાં ઠીક લાગ્યું નહીં તેથી તેને પાછો બોલાવી લેઇ તેની જગાએ ગોડ્યું નામે સરદારને મોકલ્યો, તે આ દેશનો માહિતગાર નહીં હોવાથી સલાહના કોલકરાર થયા, તેમાં અનુભવી અંગ્રેજો ઠીક ફાવ્યા.

પરંતુ થોડીવારમાં લડાઇ સળગશે એમ ભાસવા લાગ્યું, તેને આરૂ કલાઇવની જરૂર જાણી તેને સેન્તદેવિદ કિલ્લાનો ગવરનર તથા ઇંગ્લાંડના રાજાએ લેફ્ટિનેન્ટની પદવી આપી હિંદુસ્તાન મોકલ્યો ૧૭૫૫. તેણે આવતાં વાંત પશ્ચિમ સમુદ્રમાં મરેઠા લોક ચોરીઆં વહાણો ફેરવી ઘણા વર્ષથી ઉપદ્રવ કરતા હતા તેનો નાશ કરવા માટે તેમનો કિલ્લો ઘેરિયા તેના ઉપર જળ તથા જમીનને રસ્તેથી હલ્લો કરી જીતો લીધો અને તેમનું જોર સઘળું બેશાડી દીધું તા૦ ૧૩ મી ફેબ્રુવારી ૧૭૫૬.

આ જીત કરી સેન્તદેવિદમાં આવ્યો કે થોડે દહાડે બંગાળામાં અંગ્રેજોનો ઘાણ વળ્યાની ખબર મળી. તે વેર તાકીદે લેવું એવું કલાઇવે નક્કી કર્યું.

દિલ્લીની ગાદીની પડતી હાલતે જેમ નિઝામઅલી સ્વતંત્ર થઇ પડ્યો હતો તેમ બંગાળા બહાર તથા ઓરીસા એ મુલકનો અલિવર્દીખાં નામે બળીયો સુબેદાર હતો તે ૧૭૫૬ માં મરણ પામ્યો. તેની પછી તેના દીકરાનો દીકરો સુરાજઉદ્દવલ્લા ગાદીએ બેઠો તે ઘાતકીને આપ સ્વાર્થી હતો તેણે અંગ્રેજના

ઉપર દ્વેષભાવથી તથા પૈસો મેળવવાના લોભને લીધે અમારી રૈયતનો આદમી તમે શરણમાં રાખ્યો છે; એવું બાનું કાઢી કલકત્તા ઉપર સ્વારી કરી. આ હલ્લો ખમવાને કલકત્તાનો કિલ્લો જોઇએ તેવો મજબુત નહોતો. તેમ માણસો પણ થોડાં ને અણુશીખાઉ હતાં તોપણ ત્રણ દિવસ સુધી ટકાવ કર્યો. પરંતુ અંતે આપણે ફતેહ પામવાના નથી એવું ધારી ગવરનર, સેનાધિપતિ અને બીજાં માણસોએ નદીમાં જઇ વહાણમાં બેશી પોતાના જીવ ઉગાર્યા. તા૦ ૧૮ મીથી ૨૦ મી જુન ૧૭૫૬. થોડીવારે કિલ્લો નવાબે કબજામાં લીધો તેમાં ૧૪૬ બંધીવાનો પકડાયા તેમને કલકત્તામાં પશો બહુછે તે બતાવા ફરી ફરીને તપાસ કરી; તો પણ તેમના જાનને માટે અભય વચન આપ્યું હતું. ગુન્હેગારોને પુરવાની એક નાની ઓરડી કે જે ૧૦ ચોરસ ગજ હતી તેમાં શીપાઇઓએ બંધીવાનને એક પછી એક એ રીતે માંહે ધકેલી ઘાલી બારણું બંધ કરી તાળુ વાસ્યું. આ ગરમ દેશ ને તેમાં કઠો ઉનાળો તેથી ભારે ઉકળાટ તથા પાણીની તરસ એથી દુખી થઇ બંધીવાનો પોકારવા લાગ્યા, પણ પેહેરેગીરોએ નિર્દય રીતે તેમની દરકાર કરી નહીં. આ રીતે અતિશય દુખ પામતા બંધીવાનોને સવારમાં જોયા ત્યારે તેમાંના ૧૨૦ ગુંગળાઇ મરેલા માલમ પડ્યા. આ જોઇ નવાબને લગારે દીલગીરી કે અસર થઈ નહીં પણ તેતો ઉલટો જીતને માટે ખુશી થતો રાજધાનીમાં ગયો.

આ ખેદકારક બનાવ મદ્રાસ પહોંચતાંજ સર્વનું લોહી ઉકળી આવ્યું અને આ વેર તાકીદે લેવું નકી કરી તરતજ અગષ્ટ માસમાં એક નૌકા સૈન્ય મી૦ વાટસનના હાથતળે તથા બીજુ પગ રસ્તે કલાઇવના હાથ તળે એ રીતે બે લશ્કરો રવાનાં કર્યાં. વાટસનનું લશ્કર સામા પવનને લીધે ડીસેમ્બર માસ સુધી બંગાળે આવી

પહોંચ્યુ નહીં. આણે એમ કલાઇવે બંગાળામાં પગ મૂકતાંજ રસ્તામાં જે કિલ્લા આવ્યા તે લેઇ નવાબના લશ્કરને હરાવી કલકત્તા જીતી હુગલી શેહેર તથા કિલ્લો જીતી લીધાં. આ હારની ખબર સાંભળી સુરાજઉદૃવલા પેહેલાં કરતાં વધારે લશ્કર લેઇ લડવા આવ્યો તેમાં તેની બહુ હાર થઇ તા૦ ૨ જી જાનેવારી ૧૭૫૭.

અંગ્રેજોને એકાએક આવા બળવાન જોઇ નવાબને ડર લાગ્યો ને તેણે સલાહનું કેણુ મેકલ્યું. કલાઇવે કેટલીકવાર આનાકાની કરી, પણ આ વખતે ઇંગ્લાંડ અને ફ્રાંસ વચ્ચે લડાઈ સળગી હતી તેથી એમ વિચાર્યું કે આ લડાઇ જારી રેહેશે તો હરકતછે, એમ ધારી સલાહની હા ભણી. તેમાં એવું ઠર્યું કે બંગાળામાં જે અંગ્રેજ લોકનાં થાણાં હતાં તે પાછાં આપવાં તથા તેના રાજમાં અંગ્રેજ લોકના માલપર દાણ લેવાતું તે ન લેવું અને કલકત્તામાં કિલ્લો બાંધવો ૧૭૫૭. આમાંથી કલાઇવ પરવાર્યો કે પાધરો ફ્રેન્ચનાં થાણાં હાથ કરવાં એમ નક્કી કરી ચંદ્રનગર તા૦ ૨૩ મી માર્ચ ૧૭૫૭ માં જીતી લીધું. આ પ્રમાણે અંગ્રેજો અગાઉ કરતાં બંગાળામાં વધારે સત્તાધારી થયા તેથી નવાબના જીવને ચેન પડયું નહીં. તેણે ધાર્યું કે એ લોક કોઇ વખતે આપણું સમુળગુ રાજ લેઈ લેશે, માટે લાગ આવે તો સંધી તોડી તેમને અહિંયાંથી દૂર કરવા. આવા બ્યુ પચુ વિચારથી તેની વર્તણુંક કઢંગી દેખાવા લાગી, તે એક વખત અંગ્રેજ વકીલનો બહુ અનાદર કરે અને ફ્રેન્ચો જોડે દોસ્તી કરવા ધારે અને બીજી વખત કરેલા વાંકને માટે માફી માગી બહુ માન આપે. તેમ આણી તરફ રૈયતને પણ બહુ ઊપદ્રવ કરતો હતો તેથી તે એનાપર તદન નારાજી હતી. આ કારણોથી તેના કારભારીઓએ તેને કાઢી મીરજાફરને ગાદી આપવાનો મનસુબો કર્યો. આ કામમાં અંગ્રેજોને ભેળવા સારૂ કલાઇવ તથા કલક-

તાની મંત્રી સભાને સર્વ વર્ત્તાંત કહ્યું. મંત્રી સભાની આ કામમાં પડવાને બીલકુલ મરજી નહોતી. પરંતુ કલાઇવે તેમને સમજાવી સાહ્ય કરવા હા ભણાવી. આ તરકટ કાંઈ વાર સુધી વગર હરકતે ચાલ્યું, પણ જ્યાં કામ પાર પડવાનો વખત આવ્યો ત્યાં મૂળથી વાત જાણનાર અમીચંદ નામે કાબુવાળો સાહુકાર હતો, તેણે કહ્યું કે આ બધી વાત છાની રાખ્યા બદલ મને ત્રીસલાખ રૂપીઆનો લેખ કરી આપો નહીં તો બધું તરકટ ઉઘાડુ કરીશ. આ વાત સાંભળતાં મંત્રી સભા ઘભરાઇ, પણ લોભીને ધુતારો મળે ત્યારે પાંસરો થાય, તે પ્રમાણે આણી તરફ કલાઈવ હતો તે કાચો નહોતો. તેણે એક ધોળા કાગળ ઊપર તેના નામ વગરનો લેખ અને બીજો લાલ કાગળ ઊપર ખરો લેખ લખી તૈયાર કરી છેતર્યો. આ કપટના લેખમાં વાટસને પોતાની સહી ન કરી તેથી કલાઇવે પોતે તેની ખોટી સહી કરી મોટા અપરાધનું કામ કર્યું. તેમ નવાબને ભૂલથાપ દેવામાં ને સ્નેહ જણાવવામાં કલાઇવે બાકી રાખી નહીં. કેમકે તેજ વખતે રેસીડેન્ટ વાટસનને લખ્યું કે તમે ઉતાવળે બંદ્ની તયારી કરાવો. મીરાજાફરનું મન ડગતું જોઇ કલાઇવે વિચાર્યું કે આ કામમાં ઢીલ કરવામાં ફળ નથી. તેથી તાબડતોબ સુરાજઉદ્દવલાને લખ્યું કે તમે ફ્રેન્ચો જોડે કાગળ પત્રનો વેહેવાર રાખ્યો તે આપણા કરારથી ઊલટું કર્યું, માટે તમારો બંદોબસ્ત કરવા અમે તમારી તરફ આવીએ છીએ. આ રીતે ૯૦૦ ગોરા તથા ૨૧૦૦ દેશી લશ્કર તથા ૮ તોપો લેઈ કલાઇવ ચંદ્રનગરથી શત્રુના સામો ચાલ્યો. શત્રુનો મુલક ને તેમાં વળી મીરજાફર તરફથી કાંઇ ખબર નહીં મળી તેથી કલાઇવને સંકલ્પ વિકલ્પ થવા લાગ્યા, કે જો આ વખતે હાર્યા તો બંગાળામાંથી તો શું પણ આખા હિંદુસ્તાનમાંથી અંગ્રેજો-

નો પગ નિકળી જશે. કલાઈવે એક નદી આગળ પડાવ નાંખ્યો ને ત્યાં મુખ્ય અમલદારોનો અભિપ્રાય લીધો કે નદી ઊતરી લઢાઇ કરવી કે અહીં છાવણી કરી રેહેવું? તેમાં એમ ઠર્યું કે હવણાં લઢાઇ ન કરવી. આ મંડળી ઊઠ્યા પછી કલાઈવે એકાંત આંબાવાડીયામાં જઈ વિચાર કરી લઢવાને નિશ્ચય કર્યો ને તે પ્રમાણે લશ્કરને હુકમ આપી દીધો.

આણી તરફ શત્રુ પણ ૨૦૦૦૦ પાયદળ, ૧૫૦૦૦ સવાર અને ફ્રેન્ચ અધીકારીના હાથ તળે ૪૦ તોપો એટલું લશ્કર લેઇ પ્લાસી ગામની પાસે પડાવ નાંખી પડ્યો હતો. રાતે શત્રુના લશ્કરમાં લઢાઇનાં વાજાં વાગતાં હતાં તે અંગ્રેજી લશ્કરમાં સંભળાતાં હતાં. પો ફાટતાં લઢાઈ શરૂ થઇ. નવાબે પેહેલાં તોપોનો મારો ચલાવ્યો, પણ અંગ્રેજી છાવણી પોતાની આસપાસ માટીનો કોટ કરી પડી હતી માટે ઝાઝુ નુકશાન થયું નહીં, પણ અંગ્રેજોની પાસે થોડી તોપો હતી તે તાકીને મારતા તેથી શત્રુના લશ્કરનો ઘાણ વળતો હતો તા૦ ૨૩ મી જાનેવારી ૧૭૫૭ ના બપોર થતાં વરસાદનું એક ઝાપટું પડ્યું તેથી નવાબની દારૂ ગોળી બગડી ગઇ. બે વાગે વરસાદ રહ્યો કે લઢાઇ ઝારી થઇ ને ભરજોસમાં નવાબના એક સરદારને ગોળી વાગી ને પડ્યો કે નવાબને ભય લાગ્યું, એટલે તેના કારભારીઓએ પણ અવળી સલાહથી પાછા ફરવાને કહ્યું તે પ્રમાણે લશ્કર પાછું ફર્યું, કે તરત કલાઇવે આંબાવાડીયામાંથી નિકળી ફ્રેન્ચો જે જગાયે હતા તે જગા પર હલ્લો કરી તે જીતી લેઇ આગળ ચાલ કરીને શત્રુ જે મોરચા ઊપર થઇ જતા હતા તેમના ઉપર મોટા વેગથી ધસારો કરી પૂર્ણ જય મેળવ્યો, અને પાછળ પડી નવાબના લશ્કરને ચોતરફ વિખેરી નાંખ્યું. હવે મીરજાફર જેણે બંને પક્ષથી ન્યારો રહી લઢાઈમાં ભાગ

લીધો નહોતો. તો પણ કલાઇવે તેને બહુ સ્નેહ ભાવ બતાવી માન આપ્યું અને બંગાળા, બહાર તથા ઓરીસાના નવાબ તરીકે મુર્શિદાબાદમાં ગાદીએ બેસાડ્યો. આ કામના બદલામાં મિરજાફરે જેટલા પૈસા આપવાને કબુલ કર્યા હતા. તેટલા નવાબના ખજાનામાંથી મળ્યા નહીં માટે વાયદા બાંધી ત્રણ વર્ષમાં પુરા કરી આપવાને ઠરાવ્યું. એટલુંજ નહીં પણ મોટા અધીકારીઓને ભારે નજરાણાં આપ્યાં તથા કલકત્તાની દક્ષિણે કાલ્પી સુધીની વસુલાત અંગ્રેજોએ લેવી અને તેમના માલપર બીલકુલ દાણ લેવું નહીં. આ ઠેકાણે અમીચંદ હતો તેને પણ પોતાના અગાઉના લેખ પ્રમાણે ૨૦ લાખ રૂપીઆ મળશે તેવી આશા હતી, પણ જ્યાં તેની રૂબરૂ પેહલું ખોટું ખત વંચાયુ ત્યાં તે આભો થયો અને તે દિવસથી તેની ડાગળી ખશી ગઈ તે મરતા સુધી ઠેકાણે આવી નહીં. આણી તરફ સુરાજઉદ્દવલા જે હાર થયાથી પ્લાસી આગલથી નાઠો હતો, તે એક વખત મુર્શીદાબાદમાં ગયો, પણ કલાઇવ તથા મીરજાફર શેહેરમાં આવ્યાની વાત સાંભળી વેશ બદલી નાઠો. રસ્તે નાસતાં તેણે જ્યારે તે રાજ કરતો હતો ત્યારે કોઇ માણસના નિર્દય રીતે કાન કપાવ્યા હતા. તેણે તેને ઓળખ્યો, અને તે વાત તેને પકડવા આવેલા માણસોને કહી તેથી તેમણે સુરાજઉદ્દવલાને પકડી બે આબરૂ કરી મીરજાફર પાસે આણ્યો. મીરજાફરની મરજી તેને જીવતો રાખવાની હતી. પણ તેનો છોકરો મીરાન કે જે સુરાજઉદ્દવલાના જેવો ઘાતકી હતો, તેણે પોતાના કબજામાં લેઇ નિર્દય રીતે માર્યો ૧૭૫૭.

આ પ્રમાણે જય મેળવી કલાઇવ સો વહાણ ભરી ૬૦૫ રેઇ મોટી ધામ ધુમથી હોડીયો પર વાવટાઓ ઉડી રહ્યાછે, ને જીતનાં વાજાં વાગેછે; એવા દબદબાથી નવાબ જેમ વરસ પેહેલાં રાજી

થઇ મોટા હરખથી તેની રાજધાનીમાં ગયો હતો તેમ કલાઇવ પણ કલકત્તામાં આવ્યો.

### પુનરાવર્તક માટે પ્રશ્ન.

કલાઇવ બીજીવાર હિંદુસ્તાનમાં આવ્યો ત્યારે પેહેલું શું કામ કર્યું? તેવામાં અંગ્રેજોને ખેદ થાય એવી બંગાળામાં શી વાત બની? અને તેને માટે અંગ્રેજો કેવી રીતે વર્ત્યા? અને તેનું વર્ણન? પ્લાસીની લડાઇ શા માટે થઇ ને તેનું વર્ણન? સુરાજ-ઉદ્દવલા, મિરજાફર. અમિચંદ, વાટસન, કલાઇવ એ મિરાન વિશે તમે શું વાંચી ગયા તે કહો?

---

## प्रकरण ७ मु

### कर्णाटकनी जीत, तथा मिरजाफरनुं

### बे वरसनो वगु. इ० स० १७५७थी १७६० सुधी.

જે વખત પાછલા પ્રકરણમાં લખેલી લડાઈ ચાલતી હતી, તે વખત દક્ષિણના અંગ્રેજો આળસુ થઇ બેશી રહ્યા નહોતા. પાંચમા પ્રકરણમાં વાંચી ગયા કે મહમદઅલી અંગ્રેજોની મદદથી કર્ણાટકનો નવાબ થયો, પણ તેનાથી નિર્વિઘ્ને રાજ ચલાવાયુ નહીં, અને તેની સામાં બંડો ઊઠ્યાં. તેનો બંદોબસ્ત કરવો એવું અંગ્રેજોના કરારમાં હતું. ત્રિચિનાપલ્લી જ્યારે ફ્રેન્ચના ઘેરાથી સપડાએલું હતું, ત્યારે પાછળ કહ્યા પ્રમાણે મૈસૂરના રાજાએ મહમદઅલીને મદદ કરી હતી, તેના બદલામાં તે ત્રિચિનાપલ્લી માગતો હતો, તથા મદુરા અને તિનવલ્લી એ પ્રાંતો કે જેમાં પોલીગાર

લોક રહેતા હતા, તેમણે તથા બીજા જંગલી લોક જે અંગ્રેજી લશ્કર એ પ્રાંતના બંદોબસ્તને માટે આવ્યું હતું, તેનું ચાલવા દીધું નહીં. આ સમયે અંગ્રેજો લડાઇમાં ગુંથાએલાછે, એમ ધારી ફ્રેંચો ત્રિચિનાપલ્લી લેવા આવ્યા તા૦ ૨૬ મી મે ૧૭૫૭. આ વાત સાંભળતાં મદુગામાં મોકલેલા લશ્કરનો ઉપરી કપ્તાન કાલિયડ હતો, તે ત્રિચિનાપલ્લી દોડી આવ્યો ને ઘેરો ઘાલનાર માણસોને જાણ નહીં પડે તેવી રીતે શેહેરમાં દાખલ થયો. તેની આગળ ફ્રેંચોનું નહીં ચાલતાં હારીને પોંદેશરી જવું પડ્યું.

આ લડાઇ પછી બંને તરફવાળા થોડીવાર શાંત રહ્યા, તેવામાં ફ્રાન્સથી નવું લશ્કર લેઇ લાલી નામે સરદાર આવ્યો તા૦ ૨૮ મી અપ્રેલ ૧૭૫૮. લાલી સ્વભાવે હોંસીલો, તામસી તથા આ દેશની રીત ભાતથી અણવાકેફ અને હાથ નિચેના અધિકારીઓ ઊપર અદેખાઇ રાખતો હતો. આથી તે ફ્રેન્ચ તથા દેશી લોક એ બેમાંથી કોઇની પ્રીતિ સંપાદાન કરી શક્યો નહીં. તેણે આવતાં વાંત (૧ લી જ્યુન) સેન્તદેવિદ કિલ્લાને ઘેરો ઘાલી લીધો, અને એવું અભિમાન રાખવા લાગ્યો કે હિંદુસ્તાનમાંથી અંગ્રેજોને હાંકી કાઢયા વગર મારે પગવાળી બેસવું નહીં. તેણે હેદરાબાદના દરબારમાં બુસી નામે સરદારે જશ મેળવ્યો હતો, તેને પોતાની પાસે બોલાવી અપમાન કર્યું, તેથી તે પણ તેનાથી કંટાળ્યો. તેમ બીજાં પણ તેણે એવાં કામ કર્યાં કે તેથી તે નાના મોટા સર્વને અળખામણો થઇ પડ્યો. લાલી પાસે લડાઇ ચલાવવા જોગુ નાણું નહોતું, તે મેળવવા એણે તંજાવરમાં લશ્કર મોકલ્યું તેમાં ફતેહ થઇ નહીં, પણ ઉલટો ખેડૂતો ઉપર લશ્કરને અનર્થ કરવા દીધો તેથી તે લોકોએ સામા થઇ લશ્કરની ખરાબી કરી. તા૦ ૧૮ મી જ્યુનથી તા૦ ૧૮ મી આગષ્ટ ૧૭૫૮.

પોંદેશરીના શાહુકારો પાસેથી થોડું નાણું મેળવી તા૦ ૧૨ મી ડીસેંબરે ૨૭૦૦ ફ્રેન્ચ તથા ૪૦૦૦ દેશી લશ્કર લેઇ મદ્રાસ ઊપર ચઢાઇ કરી. બે માસ સુધી ઘેરો રહ્યો તેટલા દિવસમાં મેજર લારેન્સ તથા ગવરનર પિગટે બહાદુરીથી કિલ્લાનું રક્ષણ કર્યું. તા૦ ૧૪ મીએ અંગ્રેજી ફોજે બહાર નિકળી શત્રુ ઊપર હલ્લો કર્યો, પણ તે સાવધ હોવાથી પાછા વળી કિલ્લામાં આવવું પડ્યું. બુસીએ તે લોકને પાછા જવામાં અટકાવ કર્યો હોત તે જવા પામત નહીં, પણ ફ્રેન્ચ લશ્કરમાં માંહો માંહે અણબનાવને લીધે ઘેરાનું કામ ઠીક નહીં ચાલતાં બીજા માસની આખરે બીજાં લડાઇનાં વહાણ આવી પહોંચવાથી ફ્રેન્ચો પાછા પોંદેશરી ગયા તા૦ ૧૭ મી ફેબ્રુઆરી ૧૭૫૯. ઘેરો ઊઠ્યા પછી નાની લઢાઇઓ થઇ પણ તેમાં કાંઇ જાણવા જોગ બીના બની નહીં.

અકટોબર માસની તા૦ ૨૭ મીએ કર્નલ કૂટ ઇંગ્લાંડથી મોટું લશ્કર લેઇ આવ્યો. તેની મરજી કલકત્તે જવાની હતી, પણ તે પ્રમાણે નહીં કરતાં મદ્રાસના લશ્કરનું ઊપરીપણું લેઇ વાંદીવાશના કિલ્લા પર ચાલ્યો વાંદિવાશના કિલ્લેદારો થોડોવાર લઢી શરણ થયા. કૂટસાહેબે તે કિલ્લો હાથમાં લેઇ તેના બચાવને માટે થોડું લશ્કર મૂકી થોડે દૂર કારંગોલી કિલ્લા પર હલ્લો કર્યો. આ અરસામાં લાલીએ કાંજેવેરામનો કિલ્લો જીતી લીધો, અને ઊતાવળે વાંદીવાશ જઇ તે લેવા મેહેનત કરી. લાલી ઘેરો ઘાલવાનો પ્રયત્ન કરતો હતો તેવામાં કિલ્લાના બચાવને માટે ઇંગ્રેજી લશ્કર આવ્યું, કે ભારે ઝગડો સળગ્યો. શરૂઆતમાં લાલીને માલમ પડ્યું કે ઇંગ્રેજનું પાયદળ ફ્રેન્ચની તોપોના મારાથી ઘભરાય છે, તેથી ઘોડેસ્વારથી હલ્લો કરીએ તો ઠીક પડે, પણ તેના સરદારોએ તેનો હુકમ માન્યો નહીં, ત્યારે લાલીએ તે સ્વા-

રોને ભાઇ બાપા કરી તેયાર કર્યા, તે લોક થોડા આગળ વધ્યા બા પણ તેવામાં ઇંગ્રેજનો દારૂ ગોળાનો માર ચાલુ થયો તે જીરવી શકાયો નહીં અને ચારો સરદારને મૂકી જેમ નસાય તેમ નાઠા એટલે લાલી સાહેબ પાયદળના લશ્કરમાં આવ્યો, ને તેને લેઇ આગળ ચાલ્યો. આ લોકોની સંખ્યા વધારે હતી તેથી તથા ધિરજ રાખી લડ્યા તેથી અંગ્રેજોને પાછું હઠવું પડ્યું; પણ તેવામાં બડખામાં અંગ્રેજી લશ્કર હતું તેણે એ લોકને ઘેર્યા અને ભારે જોસથી લડાઇ ચાલી, તેમાં એકએકનાં માણસો પાસે પાસે જઈ લડવા લાગ્યાં. દેશી લશ્કર આ વખતે અલગ રહ્યું હતું ને ગોરે ગોરા લડ્યા હતા, થોડીવારમાં ફ્રેન્ચ ફોજ પાછી હઠી તેને ઊભી રાખવાને લાલી તથા બુસીએ અતિશય પ્રયત્ન કર્યો, પરંતુ સર્વ ફોગટ ગયું, તથા બુસી અંગ્રેજને હાથ પકડાયો ને અંગ્રેજોની જીત થઇ તા૦ ૨૨ મી જાનેવારી ૧૭૬૦. આ પછી અંગ્રેજોએ ફ્રેન્ચોનાં થાણાં એક પછી એક હાથ કરી, મે માસમાં પોંદેશરીને ઘેરો ઘાલ્યો. લાલીએ ઘેરામાંથી છૂટવાને છેલી લડાઇ કરી તેમાં તેની હાર થઇ. આ સખત ઘેરો જાનેવારી લગી રહ્યો, ને અંતે કિલ્લો જીતી લેઇ તેનો કોટ મૂળમાંથી તોડી નાંખ્યો તા૦ ૧૬ મી જાનેવારી ૧૭૬૧.

આ પેહેલાં કલાઇવે કર્નલ ફોર્ડને ઉત્તર સરકારના પ્રાંતમાં મોકલ્યો હતો. આ પ્રાંત સલાબતજંગને ફ્રેન્ચોએ મદદ કરી ગાદીએ બેસાડ્યો હતો તેના બદલામાં તેમને મળ્યો હતો. તેનો કારભાર બુસી ગયા પછી કાન્ફલન્સ નામે અધિકારી કરતો હતો, તેનામાં બુસો જેવા ગુણ નહોતા. રાજમંદ્રીના ભાગમાં પીતાપૂર પાસે કંડોરમાં તેની હાર થઇ અને મછલીપટ્ટણ એક માસ સુધી ઘેરો ઘાલી તા૦ ૬ ઠી અપ્રેલે જીતી લીધું. આથી નિ-

ઝામના દરબારમાં ફ્રેન્ચની સત્તા હતી તે છેક પડી ભાગી અને મછલીપટ્ટણને ફરતો દેશ નિઝામે અંગ્રેજોને આપ્યો. પછી બાકી રહેલા ચિઆગર તથા ગિંજી એ બે ગઢ અંગ્રેજોએ તા૦ ૫ મી અપ્રેલ ૧૯૬૧ માં જીતી લીધા. હવે એકે લશ્કરી સ્થળ ફ્રેન્ચના હાથમાં ન રહ્યું. પોંદિચેરી જીતાયા પછી લાલી યૂરોપ ગયો. ત્યાં ફ્રેન્ચનુ રાજ તેના વખતમાં હિંદુસ્તાનમાંથી ગયું, માટે તે બાબતનું તેના પર તોહમત મૂકી તથા તેણે અન્યાયથી પૈસા મેળવવાને જુલમ કર્યો એ સાબીત કરી તેને કેદમાં નાંખી છેલે ફાંસીએ દીધો તા૦ ૬ ઠી મે ૧૯૬૧.

આણી તરફ બંગાળામાં મીરજાફરને ગાદીએ બેસાડ્યો હતો તેના ઊપર દિલ્લીના પાદશાહના પાટવી કુંવરે ચઢાઇ કરવા લશ્કર ભેગુ કર્યું અને તેને આસપાસના બીજા નવાબો તથા અયોધ્યાનો નવાબ સુરાજઊદવલા આવી મળ્યો; તેથી મીરજાફરને ભય લાગ્યો અને તેણે કલાઈવની સાહ્ય માગી. આ વખતે કલાઈવ પાસે ઘણાં થોડાં માણસ હતાં, કેમકે ઘાણું બરૂ લશ્કર કર્નલ ફોર્ડને આપી ઊત્તર સરકારમાં મોકલ્યો હતો. તો પણ નવાબને લખ્યું કે હું મદદે આવુંછે. પાદશાહના પુત્ર શાહ આલમે પટણાને ઘેરો ઘાલ્યો હતો. ત્યાંનો સુબેદાર રામનારાયણ નામે શૂરવીર હિંદુ હતો, તેને કલાઈવે કહાવ્યું કે તમારે છેવટ લગી રક્ષણ કરવું, અને હું જે માણસોએ અગાઊની લડાઈઓમાં જીત મેળવીછે તેવાને લેઈને તમારી તરફ આવુંછું. પણ ત્યાં શુરૂ કરવાની જરૂર રહી નહીં, કેમકે કલાઈવ આવવાની વાત સાંભળી શત્રુ પોતાની મેળે ચાલતા થયા. આના બદલામાં મીરજાફરે કલકત્તાની દક્ષિણના ભાગનું ભાડુ કંપની પાસે લેતો હતો તે કલાઈવને બક્ષીશમાં આપ્યું.

તો પણ થોડા દિવસમાં મીરજાફરની વૃતિ બદલાઇ, અને તેણે એવું વિચાર્યું કે જ્યાં સુધી અંગ્રેજો આપણા મુલકમાંછે, ત્યાં સુધી આપણને ભારે ભયછે. માટે ગમે તે ઉપાયે તેમને કાઢવા જોઇએ. આ કામ કરે તેવો કોઈ દેશી રાજા તો છેજ નહીં. તેમ ફ્રેન્ચો દક્ષિણમાં છે તેમનાથી અત્રે સાહ્ય થાય એવું નથી. એવો વિચાર કરી કલકત્તાથી વિશ મૈલ ચિન્સુરામાં વલંદા લોકનું થાણું હતું તેમની મદદ માગી. અંગ્રેજને ને વલંદાને લઢાઈ નહોતી, તો પણ મીરજાફરને મદદ કરવાને કબુલ થયા ને જાવા બેટમાં બતેવીયા શેહેરમાં તેમની રાજધાની હતી, ત્યાંથી લઢાઇનાં સાત વહાણો જેમાં એક હજાર સિપાઇ હતા તે હુંગલી નદીમાં આવ્યાં. મીરજાફર આ લશ્કરને જોઈ ફાળ પડી હોય એમ કલાઇવની પાસે આવી પાખંડ કરવા લાગ્યો, પણ કલાઇવ જેવો પાકો માણસ તેનાથી ગાંઠ્યો જાય એવો નહોતો. તેણે બધી પરપંચની વાત જાણી, તાબડતોબ વલંદાના વહાણોપર હલ્લો કરી હરાવ્યાં ને ચિન્સુરે જવા દીધાં નહીં. ૨૪ મી નવેંબર ૧૭૫૯.

ત્યારે વલંદાનું લશ્કર વહાણમાંથી ઊતરી જમીન રસ્તે જવા લાગ્યું. ત્યાં થોડી મુદતપર ઊત્તરસરકારનાં પ્રાંતમાં જીત કરેલી એવો કર્નલ ફ્રોર્ડ સામો થયો; પણ આ બને પ્રજાઓ વચ્ચે સલાહછે એમ ધારી કલાઇવને તેણે પૂછાવ્યું કે મારે કેમ કરવું, તેનો ઊત્તર કલાઇવે તરત વાળ્યો કે તમારે તાકીદે લઢાઇ કરવી. તે પ્રમાણે ફ્રોર્ડે તા૦ ૨૫ મી નવંબરે હલ્લો કરી વલંદાના ઘણા લશ્કરનો ઘાણ વાળી હરાવ્યા, અને તે ચિન્સુરા ઉપર ચાલ્યો. ચિન્સુરાનું લશ્કર ઉપરની હારની ખબર સાંભળી નિરાશ થયું હતું, તેથી બળીયા શત્રુ જોડે લઢવામાં ફાયદો નથી એમ વિચારી વાંકને માટે માફી માગી અને જે લઢાઈનું ખરચ થયું હોય તે

દયો અને ક્ષમા કરી સલાહ કરો. આ કેહેવું અંગ્રેજોએ કબુલ કર્યું. ઊપર પ્રમાણે મીરજાફરે કૃતઘ્ની થઇ કાવતરૂ કર્યું પણ તે વાત ઇંગ્રેજ મનમાં લાવ્યા નહીં. આ પછી ત્રણ મહીને કલાઇવ વિલાયત ગયો. ત્યાં તેના કરેલા કામને માટે માન પ્રતિષ્ટા મળી ને તેની કીર્તિ સઘળે ગવાઇ રહી.

### પૂનરાવર્ત્તક. માટે પ્રશ્ન.

કર્ણાટકમાં શા કારણથી લઢાઇ થઇ? ત્રિચિન્નાપલ્લી, ફોર્ત-સેન્તદેવિદ, તંજાવર, ફોર્તસેન્ત જ્યોર્જ, વાંદિવાસ, આરંગોલી ચિન્સુરા એ જગાઓએ શાં વર્તમાન બન્યાં? તે વિગતવાર તારીખ સાથે જણાવો. કાલિયદ, લાલી, બુસી, કર્નલકૂટ, કર્નલફોર્ડ મિરજાફર, અને વલંદા વિશે તમે આ પ્રકરણમાં શું શું વાંચી ગયા તે કહો?

## प्रकरण ८ मुं.

### बंगाळानी जीत.

ઇ૦ સ૦ ૧૭૬૦ થી ૧૭૬૭ સુધી.

કલાઇવ ગયો કે બંગાળામાં તોફાનનો ખળભળાટ જણાયો. દિલ્લીના પાદશાહ શાહઆલમ તથા અયોધ્યાનો નવાબ સુજાઊદવલાએ મળી પટણાના સુબેદાર રામનારાયણ ઊપર ચઢાઇ કરીને હરાવ્યો. કરનલ કાલિયદ જે બંગાળાના લશ્કરનો ઊપરી ઠર્યો હતો, તેણે મીરજાફરના છોકરા મિરાનને લેઈ ઊતાવળે પટણે આવી શત્રુને હાંકી કાઢ્યા. પાદશાહ મુર્શીદાબાદ ચાલ્યો, પણ કા-

લિમદે ઊતાવળે જઇ તેનું ચાલવા દીધું નહીં. તેની મરજી પાદશાહ જોડે એકવાર લઢાઇ કરવાની હતી પણ પાદશાહ તે તક ટાળી પાછો પટણે આવ્યો. ત્યાં કાલિયદ પાદશાહની પછવાડે પડવાની ઊતાવળમાં થોડું ગ્યારીસન મૂકી ગયો હતો. તોપણ કૂલર્ટન નામે વૈદ્ય હતો તેણે ચતુરીથી શત્રુનું ચાલવા દીધું નહીં. એવામાં મુર્શીદાબાદથી લાંબી લાંબી મજલો કરી કપ્તાન નોકસે આવી ઘેરો ઊઠાડયો. પાસે પુરનિયા કરીને શેહેર હતું ત્યાંનો સુબો બાર હજાર માણસથી પાદશાહને મદદે આવતો હતો. તે તેને મળવા દેવો નહીં એમ ધારી તાકીદ હલ્લો કરી શત્રુને હરાવ્યા. એટલામાં કર્નલ કાલીયદ આવ્યો તે શત્રુની પાછળ પડવાને ધારતો હતો પણ તેવામાં વાવાદળ તથા વીજળી થઇ તેમાં મીરાનનો જીવ ગયો. મીરજાફરનો સઘળો કારભાર થોડી મૂદતથી તે કરતો હતો, તેથી લશ્કર તાબે નહીં રહેતાં ચઢેલા પગાર માટે તકાદો કરવા લાગ્યું. આ ટંટો પતાવી સમાધાની કરવાને મીરજાફર પાસે પૈસા નહોતા. તેથી ભારે હુલડ થયું પણ તેવામાં તેના જમાઇ મીરકાસીમે થોડું ઘણું દેવું પતાવ્યું, નહીં તો નવાબનો જીવ જાત. અંગ્રેજોને પણ આ વખતે નાણાની ખરેખરી ભીડ હતી. તેથી કલકત્તાના નવા ઠરેલા ગવરનર વાન્સી તાર્ત મીર જાફર ગાદીએ બેસવા માટે આપવા કરેલા પૈસા તથા છાવણીનો પગાર આપી શકાતો નથી માટે મંત્રિના મતથી ઠરાવ કર્યો કે મીરજાફર પાસેથી સર્વ સત્તા લેઇ મીરકાશીમને આપવી. તા૦ ૧૬ મી અકટોબર ૧૭૬૦ માં આ કારણ માટે વાન્સી તાર્ત મુર્શીદાબાદ ગયો, ને મીરજાફરનું રાજીનામું લેઇ મીરકાસિમને ગાદીએ બેસાડયો; તેના બદલામાં તેણે બરદવાન, ચિતાગાંગ તથા મેદનીપુરની ઊપજ અંગ્રેજને આપવાને કબુલ કર્યું. આ પછી

થોડે દહાડે કાલિયંની જગાએ મેજર કર્નાક આવ્યો. તેણે એક લડાઇમાં પાદશાહને હરાવ્યો તેથી અંગ્રેજના કહ્યા પ્રમાણે કબુલત માન્ય કરવી પડી તથા મીરકાસિમ બંગાળાનો નવાબ એ કબુલ કરવું પડ્યું. તો પણ હજુ લડાઇનો અંત આવ્યો નહીં. કેમકે મીરકાસિમ અંગ્રેજોના ધાર્યા પ્રમાણે પુતળા જેવો નહોતો પણ મોટો બુદ્ધિવાન, બંતિલો અને ઊમંગથી કામ કરે તેવો હતો. તેમ એ ખાતરીથી સમજતો હતો કે જ્યાં સુધી બંગાળામાં અંગ્રેજનો પગ છે ત્યાં સુધી આપણે નામના નવાબ રહેવું પડશે માટે તાકીદ ખજાનો તર કરવાનો વિચાર કર્યો, તથા બીજી તરફ લશ્કર પણ તેઉપર આણવા માંડ્યું, અને રાજધાની મોંગીરની મજબુત જગામાં કરી. આ વખતના અંગ્રેજ અધિકારીયો પૈસાના બહુ લોભી હતા, અને તે મેળવવા ઘણા પ્રકારે અન્યાય કરતા હતા. તેમની અસર દેશી લોકને લાગી હતી. તેવામાં મીરકાસીમે પટણાના સુબેદાર રામનારાયણ પાસે બહુ પૈસાછે એમ ધારી અંગ્રેજને સમજાવી એકલો પાડી તેનું ઘરબાર લુંટી લેઇ મારી નાંખ્યો. આથી ઘણા ખરા દેશી ઉમરાવોનો અંગ્રેજો ઊપરથી વિશ્વાસ ઊઠી ગયો, અને તે અંગ્રેજોથી બેદીલ થયા, આ તકે મીરકાસિમે પણ લડાઇ જોડવાનો પ્રયત્ન કરવા માંડ્યો. દાણ લેવામાં વાંધા ઊઠ્યા તે એવી રીતે કે કંપનીના વેપારી દાણ આપવાને ના કહેતા હતા. આ વખતથી મીરકાસિમે દેશીઓનું દાણ પણ માફ કર્યું. આથી કલકત્તાની મંત્રી સભાને રીસ ચઢી અને લડાઇની તૈયારી કરી. પટણામાં એલિસ નામે મુખ્ય એજંટ હતો તેને તે કબજે કરવાને લખ્યું ને તેણે તે હુકમ અમલમાં આણી કિલ્લો તાબે કર્યો. આ વાત સાંભળી મીરકાસિમ ક્રોધે ભરાયો ને એમિયટ નામે મુલકી અમલદાર તેના દરબારમાં ગયો હ-

તો. તેને કલકત્તે જતાં દાઝ આણી ઠર કરાવ્યો, તા૦ ૨૪ તથા ૨૫ મી જ્યૂન ૧૭૬૧.

મંત્રી સભાએ તુરત તેના સામું લશ્કર મોકલ્યું ને મરવા ભોંય સુધતા મીરજાફરને ફરીથી ગાદીએ બેસાડયો તા૦ ૭ મી જુલાઇ ૧૭૬૩. તથા બે ત્રણ નાની લડાઇઓ થયા પછી મીર કાસિમને ગેરીયા આગળ હરાવ્યો (અગષ્ટ) તેથી તેને મોંગીર જવું પડ્યું ત્યાં પણ અંગ્રેજોએ તેનો કેડો લીધો એટલે તે પટણે નાશી ગયો, ને મોંગીર અંગ્રજોએ જીતી લીધું; આ ખબર મીરકાસિમને મળતાંજ તેને બહુજ ક્રોધ થયો, અને તેણે અંગ્રેજને કહાવ્યું કે જો તમે આગળ વધશો તો પટણાના કેદીઓને ગરદન મારીશ, અને આ કામ તેણે જાતભ્રષ્ટ થએલા સમરૂ પાસે કરાવ્યું. તે એવી રીતે કે મી૦ એલિસ તથા તેના સાથીને જમવા તેડી દગેથી માર્યા ૩ જી અકટોબર. આ ખેદ કારક કતલ થયા પછી અંગ્રેજી ફોજે પટણા જીતી લીધું તા૦ ૬ ઠી નવંબર. તેથી મીરકાસિમ અયોધ્યાના નવાબ સુજાઉદ્દૌલા પાસે જઇ રહ્યો. ત્યાં દિલ્લીનો પાદશાહ પણ હતો. બીજે વરસે એટલે તા૦ ૧૩ મી મે ૧૭૬૪ માં ત્રણેનાં એકઠાં મળેલાં લશ્કરે પટણા પર હલ્લો કર્યો. પણ મેજર કર્નાકે તેમનો કેવળ પરાભવ કર્યો તેથી અયોધ્યે જઇ રહેવું પડયું.

આ વાત બને છે એટલામાં દેશી લશ્કરે પગાર વધારવા બંડ કર્યું. તેની સમાધાની નવા આવેલા મેજર મનરોએ તેમાંના ૨૪ આગેવાનને તોપને મોઢે ઉરાડી તાકીદ કરી, અને શત્રુની પાછળ પડી બકસર આગળ તેમની સાથે લડાઇ કરી પરાભવ કર્યો. એટલે દિલ્લીનો પાદશાહ શરણ આવ્યો તા૦ ૨૩ મી અકટોબર ૧૭૬૪. તોપણ સુજાઉદ્દૌલા નરમ પડ્યો નહોતો. તેણે એક

મરેઠા સરદાર જોડે દોસ્તી કરી, પણ અંગ્રેજોએ અયોધ્યા પર ચઢાઇ કરી અલાહાબાદ તથા લખનૌ શેહેર જીતી લેઇ કોરા ગામ આગળ શત્રુને હરાવ્યા. આ પછી થોડે દહાડે સુજાઉદ્દવલા મેજર કર્નાકને શરણે થયો તા૦ ૩ જી મે ૧૭૬૫. આ જીત થઈ તેજ દિવસે કલાઇવ વિલાયતથી હિંદુસ્તાનમાં આવી પહોંચ્યો. બંગાળાના રાજમાં લઢાઇ થયાના સમાચાર વિલાયત ગયા હતા, તેથી કોર્ટ આફ ડાયરેકટરોને તથા ઇંગ્લાંડની સરકારને આ નવા જીતેલા રાજને ખોઇ બેસવાનો ભય જણાયો. તેથી તાકીદ ઉપાય કરવો એમ વિચારી કલાઇવને વિનંતી કરી કે તમે બંગાળે જઇ સમાધાની કરો. આ પ્રમાણે કલાઇવ મદ્રાસ આવી પહોંચ્યો. ત્યારે શત્રુની હાર થએલી માલમ પડી. તથા મીરજાફર મરી ગયો છે. આ સંધા સમાચારથી તેની ખાતરી થઇ કે આ રાજ અંગ્રેજના હાથમાં લેવાને મેં અગાઉ જે વિચાર ધારેલો તે પાર પડવાનો આ વખત આવ્યો છે. આથી તે કલકત્તે આવી, લાગલો અલાહબાદ ગયો. ત્યાં તા૦ ૧૨ મી અગસ્ટ ૧૭૬૫ માં દિલ્લીના પાદશાહે બંગાળા, ઓરીસા તથા બહાર પ્રાંતની ઉપજ લેવાને ઇસ્ટ ઇન્ડિયા કંપનીને સનંદ આપી, તથા હિંદુસ્તાનમાં તેમણે જે બીજો મુલક લીધો છે તે તેમના તાબામાં રહે. આવી રીતે ફેરફાર થયા પછી કલાઇવે અંગ્રેજ અધિકારીઓ વિશે વાત મન પર લીધી. મુલકી ખાતાવાળાઓનો પગાર ટુંકો હતો તે વધાર્યો, ને તેમણે એટ અગર લાંચ લેવી નહીં તથા ખાનગી વેપાર કરવો નહીં. કેમકે વેપાર કરવાથી કંપનીના કામમાં બરોબર મન રહે નહીં. પછી લશ્કરી ખાતામાં મન ઘાલી એવો ઠરાવ કર્યો કે તે ખાતાના અધિકારીઓને બારે માસ બેવડું ભાથુ મળતું તે જ્યારે લઢાઇ ચાલતી હોય ત્યારે મળે એવો ઠરાવ કર્યો. આથી

લશ્કરમાં ભારે બૂમાટ ઊઠ્યો અને બસેં આદમીએ એકદમ રાજીનામાં આપ્યાં. પણ કલાઈવ ડગ્યો નહીં. ખાલી પડેલી જગા તેણે મદ્રાસથી માણસ લાવી ભરીને પોતે દૃઢ મનથી બંડની શાંતિ કરી. આ કામ કાચા પોચા માણસથી બને નહીં. પણ કલાઇવે તે પાર પાડ્યું ૧૭૬૬. આ પછી તે વિલાયત ગયો. (જાન્યુઆરી ૧૭૬૭) ત્યાં તેણે જેમને રાજ મેળવી આપ્યું હતું તેમણે મરતા સુધી તેને બહુ વિતાડ્યું. કલાઇવ મોટો માણસ હતો ખરો પણ તેવો સારી નિતિવાળો નહોતો. તેણે મોટાં કામ કર્યાં. અને આબાદ દેશ અંગ્રેજોને જીતી આપ્યો. તથા દુર્લ્લીના મનોર્થ પાર પાડી આપ્યા, અને હાલ જે આખા હિંદુસ્તાનનું રાજ અંગ્રેજો ભોગવે છે તેનો પાયો નાંખ્યો.

## પૂનરાવર્ત્તક માટે પ્રશ્ન.

પટણા પર કોણે ચઢાઈ કરી? ને તેનું પરિણામ શું થયું? મીરજાફરનું રાજીનામું શામાટે લેવું પડ્યું? ને કોણે લીધું? મીરકાસિમને ને અંગ્રેજોને શામાટે ટંટો થયો તેનું વર્ણન? મીરકાસિમ હારીને કયાં નાશી ગયો? તેણે જઈને શું કર્યું? અને તેનું વર્ણન? કલાઇવને શામાટે ત્રીજી વાર હિંદુસ્તાન મોકલવો પડ્યો? ને તેણે આવીને શાં શાં કામ કર્યાં? મીરાન, કાલિયદ, નોકસ, શાહઆલમ, સુજાઊદ્દવલા ને મેજરમનરો વિશે તમે શું વાંચી ગયા? પટણા, મુર્શીદાબાદ, મોંગીર, ગેરીયા, બકસર, આ શેહેરો આગળ શા બનાવ બન્યા? તા૦ ૧૬ મી અકટોબર ૧૭૬૦, તા૦ ૨૫ મી જ્યૂન ૧૭૬૧, તા૦ ૭ મી જુલાઇ ૧૭૬૩, તા૦ ૧૩ મી મે ૧૭૬૪, તા૦ ૩ જી મે ૧૭૬૫, આ શાલોમાં શી વાત બની?

# प्रकरण ९ मुं.

## हैदरअली अने तेनी साथे पेहेली लडाई.

इसवीसन १७६७ थी १७६९ सुधी.

આઠમા પ્રકરણમાં કંપનીને રાજ મળ્યાનો હર્ષ થયો, પણ તેના રક્ષણને અર્થે ફોજ રાખવી, કારભારમાં મન દેવું અને વખતે લડાઇઓ કરવાની જરૂર પડશે તેથી વધારે ખરચ થવાનો તેની ચિંતા ઉત્પન્ન થઇ. આવા વખતમાં દક્ષિણમાં લડાઇ કરવાની જરૂર પડી. તે એવી રીતે કે દક્ષિણ હિંદુસ્તાનના મધ્ય ભાગમાં મૈસૂરનો આબાદ દેશ છે. ત્યાં વિજયનગરનું રાજ તુટયા પછી ત્યાંના ખંડીયા હિંદુ રાજા સ્વતંત્રપણે રાજ કરવા લાગ્યા. કર્નાટકની લડાઇ ચાલતી હતી તે વખત મ્હૈસૂરની ગાદી ઉપર ચિકકૃષ્ણરાય નામે રાજા હતો તેનો કારભાર નંદરાજ ને દેવરાજ નામે બે ભાઇ કરતા હતા. નંદરાજના હાથ તળે હૈદરનાયક કરીને એક સરદાર હતો, તે મહા શૂરો ને ચતુર હતો, અને તેને નાનપણથી સાહસ કામ કરવાનો, લુંટવાનો તથા છકાપંજા રમી છેતરવાનો છંદ લાગ્યો હતો. આવા તેના ગુણોને લીધે તે એટલી મોટી પદવીએ પહોંચ્યો, કે તેને માટે જીવ આપે એવું મોટું લશ્કર તેની પાસે તૈયાર થયું. આથી તેણે પોતાનો ઉપરી જે મ્હૈસૂરનો રાજા તેની સાથે લુણહરામ કરી બંડ કરી ગાદીથી ઉઠાડી મૂકી પોતે રાજ કરવા લાગ્યો. થોડી મુદતમાં આસપાસના પ્રાંતો ઉપર ચઢાઇ કરી જીત મેળવી મુસલમાની રાજ પાકા પાયા પર આણ્યું.

ઉપર પ્રમાણે હૈદરઅલીની ચઢતી જોઇ અંગ્રેજો ચેત્યા અને

તેમણે નીજામ તથા મરેઠા સાથે મેળ કર્યા. અંગ્રેજના આ બંને દોસ્તો પૈસાના લોભિયા હતા. તેથી પૈસા મળ્યા કે નિર્લજ થઇ ફરી ગયા. આથી અંગ્રેજના સેનાપતિ કર્નલ સ્મીથને મદ્રાસ તરફ પાછું ફરવું પડ્યું. પાછા ફરતાં તેને શત્રુઓ વારંવાર આડા આવતા, સામાન તથા અન્ન મળવા દેતા નહીં, તથા વખતે કોઈ છૂટો પડે તો તેને કેદ કરી લેતા. આવી અડચણો ને મોતનું ભય, છતાં છેક અજાણ્યા મુલકમાંથી કર્નલ સ્મીથ બહાદુરીથી નિકળી આવ્યો. ચંગામ મુકામે તા૦ ૩ જી સપ્ટેમ્બર ૧૭૬૭માં શત્રુઓ તેના ઊપર ચઢી આવ્યા, પણ તેમની હાર થઇ. આ પછી તે ત્રિનોમાલી આવ્યો, પણ ત્યાં તેને જોઇતો સામાન ન મળવાથી નિરાશ થયો છે. આ તક સાધી હૈદર લઢવા ચઢી આવ્યો, પણ પરમેશ્વરને કરવું કે કિલ્લામાં ચોખાનો ભંડાર સતાડી રાખેલો તે અંગ્રેજોને હાથ આવ્યો એટલે તે કેટલીક મૂદત ટકાવ કરી લઢવાને શક્તિમાન થયા. તા૦ ૨૬ મી સપ્ટેમ્બરે પાધર મેદાનમાં લઢાઇ ચાલું થઇ. અંગ્રેજની છાવણીની જમણી તરફ કાદવવાળી જગ્યા હતી, તેથી પાસે પડખાપર ટેકરી હતી તે ફરી વળી પશ્ચિમ તરફથી શત્રુપર હલ્લો કરવા ધાર્યું. એટલે હૈદરને લાગ્યું કે તે પાછા વળેછે માટે તાકીદે તે સામો આવ્યો, આ ઊતાવળમાં તેનો તોપો પછવાડે રહી, પણ અંગ્રેજની તોપો મોખરે હતી તેથી ઠીક પડ્યું. ને મોખરેની પાયગાને તોપના મારાથી ધભરાવી પાછી કાઢીને એક દમ ધસારો કરી શત્રુની છેક હાર કરી. આ લઢાઇથી નીજામની ખાતરી થઇ કે અંગ્રેજનું પ્રબળ વધારેછે માટે તે હૈદરની પક્ષ છોડી ઇંગ્રેજને મળ્યો. આ વર્તમાનો ચાલતાં હતાં તેવામાં હૈદરનો પુત્ર ટીપુ જેને મદ્રાસની આસપાસના મુલકમાં ઊપદ્રવ કરવા મોકલ્યો હતો તે છેક મદ્રાસની ભાગોળ સુધી જે શોહેર કે

ગામ આવ્યું તે લુંટતો બાળતો ને ફના કરતો હતો. આ પ્રમાણે પોતાનું કામ પાર પાડ્યું, પણ તેવામાં ત્રિનોમાલી આગળ હૈદરની હાર સાંભળી મોટા લશ્કરને જઈ મળ્યો.

કર્નલ સ્મીથે ત્રિનોમાલી આગળ જીત મેળવી ખરી પણ માણસ તથા સામાનની ખોટ હોવાથી આગળ લડાઈ ચલાવી શક્યો નહીં. તેવામાં હૈદરે અંગ્રેજ તાબાના કેટલાક કીલ્લા લેઈ અંબુર ગઢને ઘેરો ઘાલ્યો. તેનો બંચાવ કરવાને કપ્તાન કાલવર્ટ પાસે થોડા યુરોપીઅન અને ૫૦૦ દેશી સિપાઈ હતા. હૈદરે આ ગઢ લેવાને ધસારો તથા છાપો મારવાનો પ્રયત્ન કર્યો પણ કોઈ રીતે ફાવ્યો નહીં. ત્યારે તેણે કાલવર્ટ સાહેબને ફોસલાવી કામ કાઢી લેવાને ધાર્યું. એ નામોશી ભરેલી વાત તે શૂરવીર નરે પત કરી નહીં, અને છવીસ દહાડા પછી કર્નલ સ્મીથની વાર આવી ત્યાં સુધી બહાદુરીથી ટકાવ કરી રાખ્યો. આથી સ્મીથને બેહદ ખુશી થઈ તથા તેમની બહાદુરીની કીર્તિને માટે આજ સુધી મદ્રાસની દેશી પલટણના નિશાન ઊપર અંબુર શબ્દ છે. આ પ્રમાણે હૈદરની મેહેનત વ્યર્થ ગયા પછી સ્મીથે તેને અંબુરની પાસે હરાવ્યો. તેથી કર્નાટક છોડી પશ્ચિમ તરફ ગયો. હૈદર ગયો એટલે મદ્રાસ સરકારે બેંગલોરને ઘેરો ઘાલવાને મેહેનત કરી, અને કર્નલ વુડે કેટલાક છૂટા છૂટા કિલ્લા જીતી લીધા, પણ તેને રક્ષણ કરવા જોગ માણસ મૂક્યાં નહીં. તેવામાં કર્નલ સ્મીથના ઊપર મદ્રાસ સરકાર ના રાજી થવાથી તેની જગાએ તેને મોકલ્યો.

હૈદરે હવે સામે મોઢે લઢવાનું છોડી અંગ્રેજોને દુખ દેવાને આરંભ્યું, અને મુંબાઈને પશ્ચિમ કાંઠે ઊતરેલી ટુકડીને હરાવી, તથા મૈસૂરમાં કેટલોક જય કર્યા પછી મહમદઅલીના લશ્કરને હરાવ્યું, અને અંગ્રેજ જાણે નહીં એવી રીતે કોઈ મબદુરના ભાગમાં ઊતર્યા.

ને કેટલાક કિલ્લા જીતી લીધા. ઊપરની હકીકત બન્યાથી મદ્રાસ સરકાર સલાહ કરવા ખુશી હતી પણ હૈદરે તે માન્યું નહીં. આથી કર્નલ સ્મીથ જેને પાછો પોતાના હોદ્દાપર નીમ્યો હતો. તે હૈદર ઊપર હુમલો કરવા તત્પર થયો, પણ હૈદરની ખાતરી હતી કે સ્મીથ સાથે આપણું ચાલવાનું નથી તેથી લાંબી લાંબી મજલો કરી મદ્રાસ ગયો ને જણાવ્યું કે હું સલાહ કરવા ખુશીછું તેથી સલાહ થઇ તેમાં એવું ઠર્યું કે એક એકની લીધેલી જગાઓ પાછી આપવી ને શત્રુના ભય વખતે એક એકને સાહ્ય થવું.

આ પ્રમાણે સલાહ કરી હૈદર પોતાના મુલકનું રક્ષણ કરવા ગયો. કેમકે મરેઠાઓએ તે મુલક ઊપર ચઢાઇ કરી હતી, અપ્રેલ ૧૭૬૯.

### પૂનરાવર્તક માટે પ્રશ્ન.

હૈદરની ઊત્પત્તિને તેની ચઢતીનું ટુંકુ વર્ણન, ચંગાળ, ત્રીનોમાલી, અંબુર એ જગાઓએ કયારે લઢાઇ થઇ તેનું વર્ણન. સ્મીથ, કાલવર્ટ તથા કર્નલ વુડ વીશે તમે શું વાંચી ગયા?

---

## प्रकरण १० मुं.

### वारनहोस्टिंग्सनी कारकीर्दी ने मरेठा साथे लढाई

### इ॰ स॰ १७६७ थी इ॰ स॰ १७८० सुधी.

કલાઇવના ગયા પછી બંગાળાના કારભારમાં ફરીને ગરબડ ચાલી હતી, તેના કરેલા સૂધારા અમલમાં આવ્યા નહોતા. અધિકારીઓએ વેપાર કરવાની ચાલ છોડી નહોતી, ને ઊપજમાં ઘટારો

થયો હતો. આ કારણોથી ઇંગ્લાંડની પાર્લામેન્ટને કંપનીના કામમાં મન ઘાલવું પડ્યું ને તેમણે નવો ધારો પસાર કર્યો. તે એવી રીતે કે કલકત્તાના ગવરનરની આજ્ઞા બીજા ઇલાકાપર ચાલે અને તે ગવરનર જનરલ કહેવાય. આ ધારાની રૂએ પેહેલો ગવરનર વારન હેસ્તિંગ્સ થયો, અને તેને સલાહ આપવા ચાર કૌન્સીલર એટલે મંત્રી ઠર્યા. કલકત્તામાં ઇનસાફને સારૂ એક સુપ્રીમ કોર્ટ સ્થાપવી, તથા દેશી લોક પાસેથી કોઇ અમલદારે નજરાણાં લેવાં નહીં. આ ધારો રેગ્યુલેટીંગ આક્ટ કેહેવાયો તા૦ ૧ લી જુલાઇ ૧૭૭૩. ધારા પ્રમાણે મંત્રી મંડળ ભરાવા માંડ્યું. તેમાં દરેક વાતમાં એક એકનાથી જૂદા મત પડવા માંડ્યા, કેમકે મી૦ બારવેલ શીવાય બાકીના ત્રણ મંત્રી મી૦ ફ્રાન્સીસ, જનરલ કલેવરિંગ અને કર્નલ માનસન એ વિલાયતથી નવા આવેલા હતા. તેથી માહીતગાર નહીં હોવાથી ગવરનર જનરલની સાથે તેમનો મત નહીં મળતાં દિનપરદિન દ્વેષમાં વધારો થવા લાગ્યો, અને બે પક્ષ બંધાયા તેથી કૌન્સીલરોનો એક મત વધારે હોવાથી ઘણા દિવસ સુધી ગવરનર જનરલનું ચલણ થોડું હતું તા૦ ૨૧મી અકટોબર ૧૭૭૪.

આ અરસામાં અયોધ્યા નવાબ સુજાઊદ્દવલાએ રોહીલખંડ અફ્ગાન લોકો દબાવી પડ્યા હતા, તેમને કાઢવાને ગવરનર જનરલ પાસે મદદ માગી તેથી આ કામને માટે કેટલાક પૈસા લેવા કબુલ કરી, કર્નલ ચામ્પિઅનને મોકલ્યો. તેણે તે કામ તાકીદે પાર પાડ્યું. દિલ્લીના પાદશાહને કોરા તથા અલાહબાદ પ્રાંતો આપ્યા હતા, તે તેનાથી સચવાયા નહીં માટે તે પ્રાંતો પચાસ લાખ રૂપીયા આપવા તથા કાશીના ચૈયતસિંગનું રક્ષણ કરવું એવો ઠરાવ કરી સુજાઊદ્દવલાને આપ્યા, પણ આ બધી ગોઠવણ મંત્રી સભામાં બહુ મતે ના મંજુર થઇ. એવામાં ૧૭૭૫ માં સુજાઊદવલ્લા મરણ

પામ્યો ને તેનો પુત્ર ગાદી ઊપર બેઠા તેની સાથે નવું કરારનામુ થયું તેમાં એવું ઠર્યું કે કોરા તથા અલાહાબાદ પ્રાંત આપવા ને વણારસી ( કાશી ) ઊપરથી સમૂળગો હક ઊઠાવવો.

મંત્રી તથા ગવરનર જનરલને બનાવ નથી એ લાગ જોઈ કલકત્તાના ધનવાન બ્રાહ્મણ નંદકુમારે હેસ્તિંગસના ઉપર એવું તોહમત મુક્યું કે મિરજાફરની વિધવાને શગીર નવાબની વાલી ઠરાવવાના કામમાં તેમણે લાંચ લીધી છે. આ સાંભળી ફ્રાન્સીસ તથા તેના પક્ષવાળા રાજી થયા ને તેમને ગવરનર જનરલની તપાસ કરવાનો અધિકાર નહીં છતાં તે ગેરકાયદે કરવા લાગ્યા. આ અરસામાં નંદકુમારે ઘણા વર્ષ ઉપર જુઠો લેખ બનાવેલો તે ગુન્હાને માટે નવી ઠરાવેલી અદાલતમાં કામ ચાલ્યું અને ગુન્હેગાર ઠર્યાથી તે વખતના ઇંગ્લાંડના કાયદા પ્રમાણે ફાંસીએ દીધો તા૦ ૫ મી અગસ્ટ ૧૭૭૫. આથી ગવરનર જનરલ ઉપરની તપાસ બંધ પડી. નંદકુમાર જાતે બ્રાહ્મણ ને ઉંચા કૂળમાં જન્મેલો તેને આવા કામસર મોતની ભારે શિક્ષા થઈ તેથી પ્રજાનાં મન ખાટાં થયાં જેવું થયું. હજુ સુધી મંત્રી સભામાં ટંટો ઓલાયો નહોતો, પણ કલેવરિંગ તથા કર્નલ મોંસન મરણ પામ્યા તેથી ગવરનર જનરલનો પક્ષ જોર પર આવ્યો. અત્યાર સુધી મુંબાઇ ઇલાકામાં સમાધાની હતી હવે ત્યાં પણ લઢાઇ કરવાની જરૂર પડી તે એવી રીતે કે મરેઠા લોકોએ પોર્ટુગીજ પાસેથી સાસ્ટી બેટ લીધો હતો તે આપણને મળે તો વેપારમાં સોઈ વાળો છે, એવું મુંબાઇ સરકારની ધ્યાનમાં આવ્યું, અને લાગ પણ એવો હતો કે મરેઠી રાજ્યના મૂખ્ય પ્રધાન જે પેશવા તે આ વખતે ખરેખરા રાજા હતા તેમનામાં ગાદીને માટે બે પક્ષ બંધાયા હતા. બીજા પક્ષવાળા રાઘોબાની સાથે મુંબાઈ સરકારે એવો ઠરાવ કર્યો કે તમે જો સા-

ષ્ટિ વિગરે મુંબાઈ પાસેની વેપારની સોઈ વાળી જગા અમને આ પશો તો અમે તમને મદદ કરીશું. તેણે એ વાત માન્ય કર્યાથી લશ્કર મોકલ્યું. પણ તેવામાં બંગાળા સરકારે કર્નલ અપટોનને રાઘોબાના સામા પક્ષવાળા જોડે સલાહ કરવા મોકલ્યો. સાષ્ટિ તથા બીજાં સોઇ વાળાં શેહેર આપીએ ને તમારે રાઘોબાનો પક્ષ છોડવો એવો કરાર થયો. તેથી મુંબાઈ સરકારની ફોજને પાછું જવું પડ્યું.

આ પ્રમાણે વગર હરકતે કામ પાર પડ્યું ખરૂ, પણ થોડી મુદતમાં મરેઠા ફ્રેન્ચ અધિકારી રાખી લશ્કરની તૈયારી કરતા જણાયા. આથી હેસ્તિંગ્સ સાહેબે બંગાળેથી છાનું લશ્કર મોકલ્યું ને મુંબાઇ સરકારને લખ્યું કે તમારે બીજું લશ્કર મોકલવું. આ હુકમ તાબડતોબ માથે ચઢાવીને કર્નલ ઇગાર્ટનને ચાર હજાર માણસ આપીમોકલ્યો, પણ તેને મંદવાડ આવ્યાથી તેની જગા કર્નલ કોકબર્નને મળી. તેણે ૧૭૭૮ માં પુના તરફ કુચ કરી રસ્તે રાઘોબા આવી મળ્યો, તે પોતાની સાથે મરેઠી લશ્કર લાવ્યો નહોતો, પણ તેનું એવું કહેવું હતું કે તમારી થોડી જીત થશે કે મારૂં લશ્કર આવી મળશે. આથી અંગ્રેજને ઢચુ પચુ થયું, અને એક વખત શત્રુઓ નજરે પડ્યા ત્યારે લઢાઇ ન કરતાં હારી પાછા ફર્યા. તેમને રસ્તામાં મરેઠી સ્વાર પુષ્કળ હતા તે આસપાસ ચારે ગમ આંતરીને ચાલતા હતા, અને પાણીનો ખુટકો પડે કે અંગ્રેજી લસ્કરમાંથી કોઇ છુટું પડી જાય તો તેને ઠુપ દેઇ મારતા હતા, તથા તેવામાં લઢાઈ થયાનું જણાય કે આઘા ખસી જતા અને તે તક ગઈ કે પાછા ઊભાજછે આથી અંગ્રેજી સૈન્ય કંટાળ્યું. ત્યારે તેમણે કહ્યું કે સાષ્ટી વીગરે લીધેલાં શેહેર પાછાં આપો તથા રાઘોબાને શરણ કરો તો સુખ રૂપે મુંબાઈ જવા દઈએ એ વાત

કબુલ કરી તા૦ ૧૧ મી જાનેવારી ૧૭૭૯.

બંગાળાથી મોકલેલા કર્નલ લેસ્લીએ લાંબી મુદત થયાં કાંઇ ઘોળ્યું નહીં ને તેણે નકામા કામમાં દહાડા ભાગ્યા તેથી તેને પાછો બોલાવી તેની જગાએ ગોદર્દને મોકલ્યો. આ શુરો અને ચંચળ સરદાર જગ્યા મળ્યાનો કાગળ પહોંચતાંજ ઊતાવળો મુંબાઇ ભણી ચાલ્યો. તેને મુંબાઇ સરકાર તરફથી જૂદા કાગળ મળ્યા પણ તે ઊપર લક્ષ ન દેતાં તથા રસ્તે મરેઠી સૈન્યનો ડર છતાં થોડી પણ બળવાન ફોજને લેઇ સૂરત આવ્યો ને વર્ષ દહાડો સલાહ કરવાની પંચાતમાં ગાળ્યો પણ અંતે ૧૭૮૦ ના જાન્યુઆરીમાં લઢાઈ ચાલુ થઇ અને તા૦ ૧૫ મી ફેબ્રુવારી ૧૭૮૦ માં અમદાવાદ જીતી લેઇ મરેઠી લશ્કરને હરાવ્યું. આ અરસામાં ગોહદનો રાણો જેણે થોડી મૂદત થયાં ઇંગ્રેજની જોડે સલાહ કરી હતી તેને સિંધીયાએ હેરાન કરવા માંડયો તથા તે અંગ્રેજનો પણ સામાવાળીયો હતો, તેથી બંગાળા સરકારે કપ્તાન પોફામને લશ્કર આપી મોકલ્યો. તેણે લાહર નગર આગળ મરેઠાઓ જીવ ઊપર આદરી લઢ્યા ને પોતાના ૧૨૫ માણસ મરાયાં તોપણ મોટા ધૈર્યથી જીત મેળવી કિલ્લો જીતી લીધો તા૦ ૨૧ મી અપ્રેલ ૧૭૮૦ અને આગળ ચાલ કરી, જીતાવાને વસમોછે એવું હિંદુસ્તાનના ઘણાના માનવામાં હતું, તથા તેના બચાવને માટે જીવ આપે એવા ઘણા સિપાઇઓ રાખ્યા હતા એવો બળવાન ગુવાલિઅરનો ગઢ તે ૧૭૮૦ ના અગષ્ટની ૩ જી તારીખે સવારમાં ઘેરી લેઈ નીસરણીઓ મુકી ડુંગર ઊપર ચઢી શત્રુ ઊપર છાપો મારી ઘણાં માણસ નહીં મરવા દેતાં જીતી લીધો, પણ લાંબી મુદતથી લઢાઇ ચાલતી હતી તેથી ગવરનર જનરલનો બધો વખત તથા મન તેમાં પરોવવું પડતું હતું, તથા ખરચ સારૂ નાણાંનો ટોટો હતો

એ બધાં કારણો લીધે પુરંદર મુકામે કર્નલ અપટોને તહનામું કર્યું હતું તે પછી જે મુલક આજ સુધીમાં જીતેલો તે પાછો આપી સલાહ કરી.

### પૂનરાવર્તક માટે પ્રશ્ન.

ઇંગ્લાંડની પાર્લામેન્ટને કંપનીના કામમાં શા માટે મન ઘાલવું પડ્યું? ને તેમણે શો ફેરફાર કર્યો ? શા કારણથી મંત્રી મંડળમાં થોડીવાર સુધી વિરોધ ચાલ્યો ? મરેઠાની જોડે શા માટે લઢાઇ કરવી પડી ને તેનું પરિણામ ? લેસ્લી, ગાર્દર્ડ, પોફામ, નંદકુમાર, ને મી૦ ફ્રાન્સિસને માટે તમે શું વાંચી ગયા ? પુરંદર, સુરત, અમદાવાદ, લાહર ને ગુવાલિઅર એ શેહેરો આગળ શા બનાવ બન્યા તે કહો ?

## प्रकरण ११ मुं

### हैदरनी साथे बीजी लढाई.

### इ० स० १७८० थी १७८४ सुधी.

જેમ કલકતાની કૌન્સીલમાં મત ભેદથી નિંદીત વધરો ચાલ્યાની વાત તમે પાછલા પ્રકરણમાં વાંચી ગયા તેમ થોડી મૂદતથી મદ્રાસમાં પણ ચાલુ થયા હતા. તેવામાં મૈસુરનો હૈદરઅલી કે જેને અગ્રેજોએ ૧૭૬૯ માં સંકટ વખત સાહ્ય કરવાનું કબુલ કરેલું હતું; તેમ છતાં તેના પર જ્યારે મરેઠા ચઢી આવ્યા ત્યારે સાહ્ય કરી નહીં, પણ ઊલટી મહમદઅલીએ મરેઠાને મદદ આપવા પરવાનગી માગી તે આપી. આવાં કાર-

ણોથી હૈદર, નીજામ અને બીજા મુસલમાન સરદારોની મદદ માગી તથા પરચુરણ લઢવાઇઆ લોકનું આશરે એક લાખ લશ્કર લેઇ એકાએક કર્ણાટકપર ઊતર્યો. મદ્રાસ સરકારમાં ઊપર કહ્યા પ્રમાણે વધરા ચાલતા હતા, તેથી કશી તૈયારી નહોતી તથા લઢાઇને માટે અનાદિકનો સંધરો રાખવો જોઇએ, તેમાંનું કાંઇ કર્યું નહોતું, અને એવામાં હૈદરે આસપાસના ગામો બાળ્યાં તેના ધુમાડીના ગોટ સેન્તટોમસના ડુંગર ઉપરથી જણાયા તથા નોવો લુંટ્યું ને કાંજેવરમ જીતી લીધું; ત્યારે એકાએક મદ્રાસ સરકારની આંખો ઊઘડી ને કાંજેવરમ ઊપર સર હેકટર મનરોને મોકલ્યો તે જતા પેહેલાં શત્રુઓ તે શેહેર મૂકી જતા રહ્યા હતા. ગંતુરને માટે નિજામ સાથે સાંધા વાંધા ચાલતા હતા, ત્યાં કર્નલ બેલીને મોકલ્યો હતો તેને લખ્યું કે તમારે કાંજેવરમમાં સર હેકટરમનરોને મળવું. આ બંને જણનો મેળાપ ન થાય માટે હૈદરે પ્રયત્ન કર્યો અને સર હેકટરમનરોએ કર્નલ ફ્લેચરને એક હજાર માણસ આપી બેલી પાસે મોકલ્યો હતો, તેને હૈદરે પોતાના બાતમીદારોથી ભુલો પાડવાનું કર્યું તોપણ ફ્લેચર બહાદુરીથી બેલીને જઇ મળ્યો. તા૦ ૧૦ મી સપ્ટેમ્બર ૧૭૮૦ માં મનરોની છાવણી સાતેક ગાઉ દુર હતી તે વખતે બેલીસાહેબના લશ્કરને ટિપુના સૈન્યે ઘેરી લેઇ તોપોનો મારો ચાલુ કર્યો. બેલીએ શત્રુની કેટલીક તોપો છુંટાવી લીધી, પણ તેવામાં હૈદરની પચાશ તોપોનો મારો ચાલુ થયો, અંગ્રેજોએ પોતાની થોડી તોપોનો માર ચલાવ્યો, પણ તેવામાં દારૂની બે પેટીઓ પર શત્રુ તરફનો ગોળો આવ્યાથી સળગી ઊડી અને બીજો દારૂ ખપી ગયો, તેથી લાચાર થઇ શરણ થવાની જરૂર પડી. હૈદરે આ જીતથી ફુલાઇ શરણે આવેલામાંથી કેટલાકનો નિર્દય રીતે ઘાત કરી પોતાના ના-

મને લાંછન લગાડ્યું.

મનરોસાહેબે આ માઠા સમાચાર સાંભળતાંજ મદ્રાસ તરફ કુચ કરી અને ઊતાવળે જવાય માટે તોપોને પાછળ રાખી. હવે હૈદરને કોઇનો ભય રહ્યો નહીં, તેથી આર્કાટ તથા બીજા કેટલાક કિલ્લા જીતી લેઈ વેલોરને ઘેરો ઘાલ્યો. આ સમાચાર મદ્રાસ પહોંચતાંજ સર્વને શોક થયો. પણ ગવરનર જનરલ હેસ્તીંગ્સે આ વાત સાંભળી જેમ બને તેમ તાકીદે બાવન દિવસમાં બંગાળાના સેનાધિપતિ સર આયરકુટને મદ્રાસ ઉપર મોકલ્યો. કુટસાહેબે મદ્રાસ આવ્યા પછી તરતજ લઢાઈનો આરંભ ન કર્યો કેમકે જોઇએ તેવી સામગ્રી તૈયાર નહોતી તે તૈયાર થઇ ત્યારે બીજે વર્ષે તા૦ ૧૭ મી જાનેવારીએ લઢાઇની તૈયારી કરી. પ્રથમ જે કિલ્લાના રખવાળોએ અત્યાર સુધી હૈદરના સામી ટક્કર ઝીલી હતી તેમની વહારે ધાયો અને પેહેલાં સિંગલપટ તથા વાંદિવાસ આગળ જીત કરી હતી, ત્યાં જઇ મદદ કરી. પછી પોંદશરી લેવાને ફ્રેન્ચો પ્રયત્ન કરતા હતા ત્યાં ગયો અને ત્યાંથી કડલોર ગયો, છેલે જુન માસની તા૦ ૧૫ મી ૧૭૮૧ માં કડલોરથી ૧૫ કોશ ઊપર ચિલાંબરમ કરીને દેવળ છે તે લેવાને મેહેનત કરી પણ તે ફોગટ ગઇ.

અત્યાર સુધીમાં હૈદર આ ગઢ તથા અંબુરનો કિલ્લો જીતી લેઇ તંજાવરની રાજધાની શીવાય બધે ફરી વળ્યો હતો. તેણે ઊપરની ચિલાંબ્રમની હાર સાંભળી કડલોર આવી મોરચાં બાંધી છાવણી કરી. કુટ સાહેબની મરજી પણ લઢાઈ કરવાની હતી. તેને ખાતરી હતી કે આપણી જીત થશે, પણ વખત છે ને હાર થાય તો રસ્તો જોઇએ તેને માટે તેણે સમુદ્રકાંઠા ઊપર વહાણો તૈયાર રાખ્યાં હતાં. તા૦ ૧ લી જુલાઇ ૧૭૮૧ ની સવારમાં અંગ્રેજી

ફોજ તૈયાર થઇ હૈદરના સામી ચાલીને શત્રુની ફોજ દેખાઇ એટલે પોતાની ફોજને ઉભી રાખી કેવી રીતે શત્રુ ઊપર હલ્લો કરવો તેને માટે બે ટુકડીઓ કરી આગળ ચાલી એટલે શત્રુઓ પણ પોતાની જગા બદલી અંગ્રેજી ફોજ સામા ચાલ્યા થોડીવારમાં બંને લશ્કરો સામ સામી આવ્યાં અંગ્રેજી ફોજે થોડીવાર શત્રુની ગોળીનો માર ખમી એકદમ તોપોનો મારો ચલાવી શત્રુને રણક્ષેત્રમાંથી નસાડ્યા, તેમ બીજી ટોળી બીજી તરફ લઢતી હતી તેણે પણ શત્રુનાં નાકાં હાથ કર્યાં એટલે હૈદરનું બધું લશ્કર નાસવા માંડ્યું, આ લઢાઇ જોવા હૈદર એક ટેકરી પર બેઠા હતો તેને જ્યારે તેનું લશ્કર નાઠું ત્યારે એક માણસે આવી કહ્યું કે આપણી હાર થઇ ત્યારે તે વાત તેણે માની નહીં ને ઊલટી કેહેવા આવનારને ભુંડી ગાળો દેઇ કાઢ્યો. છેવટ તેના એક વહાલા ચાકરે તેના પગ પકડી જોડા પેહેરાવી ઘોડે બેસાડ્યો કે તે તાકીદે જીવ લેઇ નાઠો. આ જીતથી એટલું થયું કે બેલીને હરાવ્યા પછી હૈદર જે અંગ્રેજને જીતાશે એવી આશા રાખતો હતો, તેને હવે ખાતરી થઇ કે આપાણું અંગ્રેજના આગળ ચાલે એમ નથી આ લઢાઈ પોર્ટોનોવાની લઢાઇ કેહેવાયછે.

આ હારની ખબર જાણી ટીપુ જે વાંદીવાસ લેવાને પ્રયત્ન કરતો હતો તે પડતો મૂકી તેનો બાપ બંગાળાથી આવતી પલટણનો ને કૂટનો મેળાપ ન થાય એવા હેતુથી આર્કાટ ગયો હતો તેને જઇ મળ્યો, પણ તેવામાં સર આયરકૂટે જે રસ્તે થઇ અગાઊ લશ્કર ગએલુ નહીં તેવે આડે રસ્તે થઇ પોતાનું કામ સિદ્ધ કર્યું. બંગાળાથી આવેલી પલટણનો ઊપરી કર્નલ પર્સ હતો તેને આંતરવાને તા૦ ૨૧ મી આગષ્ટે પોલીલોર કે જે જગાએ અગાઊ કર્નલ બેલીને હરાવી તેના માણસોને નિર્દય રીતે માર્યાં હતાં, તે

જગાએ લઢાઇ શરૂ થઈ. તેમાં એકે પક્ષની જીત થઇ નહીં પરંતુ એટલુ થયું કે શત્રુને નસાડી પોતે છાવણી કરી. તા૦ ૨૭મી સપ્ટેમ્બરે વેલોર પાસે સોલિંગર નામની ટેકરી છે ત્યાં આગળ શત્રુ ઉપર છાપો માર્યો. હૈદરે કેટલીકવાર ટકર ઝીલી પરંતું છેલે હાર થયાથી લશ્કરને પાછુ હઠવાનો હુકમ આપ્યો. આ લઢાઇમાં શત્રુનાં આશરે ૫૦૦૦ માણસ મરાયાં ને અંગ્રેજનાં ફકત સો મરાયાં. આ યુદ્ધમાં મદ્રાસનો દેશી પલટણે સારી મર્દામી કરી તેથી તેમના વાવટા ઊપર હજુ પણ શોલિંગર એ નામ જોવામાં આવેછે આ પછી કૂટ સાહેબ બેલોરની વહારે જઇ મદ્રાસ ગયો.

આ અરસામાં ડચ લોક જોડે લઢાઇ ચાલી હતી. તેમાં સર હેકટર મનરોએ મદ્રાસ, પુલીકાટને નેગાપટમ વિગરે થાણાં જળ તથા સ્થળ માર્ગે ચઢાઇ કરી જીતી લીધાં.

૧૭૮૨ નો જાન્યુઆરી બેસતાં ફરીને લઢાઈ ચાલુ થઇ. હૈદરે કડલોર લઇ વાંદીવાસને ઘેરો ઘાલવાને મેહેનત કરી, પણ સર આયર કૂટે ચોથી વેળા તેનું રક્ષણ કર્યું. આગળ જલદીજ મંદવાડને લીધે તેના માણસો ઘટતાં ચાલ્યાં અને તેને પણ બહુ માંદગી થવાથી વિલાયત જવાની જરૂર પડી. કૂટ સાહેબને ગયા પછી દેશી લશ્કરના લોક તેને ઘણા વર્ષ સુધી હેતથી તથા પૂજ્ય બુદ્ધિથી યાદ કરતા હતા. નેગાપટણ લેવાયા પછી તેમાંનાં કેટલાંક માણુસ કર્નલ બ્રાથવેટના તાબામાં આપી તંજાવર મોકલ્યો. આ લશ્કરે થોડા દિવસ સુધી શત્રુના સામી ટકર ઝીલી પણ અંતે તેમની હાર થઇ; એક દિવસ કર્નલ બ્રાથવેટ મેદાનમાં છાવણી નાંખી પડયો હતો તેવામાં તેના ભોમીઓએ ખાતરી પૂર્વક કહ્યું કે અહિંયાંથી થોડે છેટે શત્રુનું મોટું લશ્કર પડયું છે, તેમ છતાં

તે પોતાની જગાએથી ખસ્યો નહીં. થોડીવારે ટિપુના લશ્કરે તેને ઘેરી લીધો. બ્રાથવેટના નાના લશ્કરે બે દિવસ સુધી ટકાવ કર્યો, પણ અંતે એકનું ઓસડ બે એ કહેવત પ્રમાણે ટિપુના ફ્રેન્ચ લશ્કરે એકદમ ધસારો કરી અંગ્રેજી લશ્કરમાં ભંગાણ પાડ્યું, અને અગાઉ જેમ કર્નલ બેલીના માણસોને કતલ કર્યાં હતાં, તેમ આ વખતે કરવા માંડ્યું, પણ ફ્રેન્ચોએ વચમાં પડી વાર્યા.' આ વખતે પશ્ચિમ કાંઠા ઉપર મેજર એબિંગ્ટન હતો તેના ઉપર ટિપુએ પાનીઆની આગળ તા૦ ૨૯ મી નવેંબરે હલ્લો કર્યો તેમાં તેની હાર થઇને બહુ નુંકશાન થયું. આ અરસામાં હૈદર ચિતોડમાં મરણ પામ્યાના સમાચાર તેને મળ્યા તા૦ ૭ મી ડીસેમ્બર. હૈદરના મરણ પછી કેટલીક મુદત સુધી તેના કારભારીઓએ તેના મડદાને ચીરી મસલાભરી પડદાવાળી પાલખીમાં રાખી વાત ચાહન પડવા દીધી નહીં, તો પણ ગવર્નેરને અંગ્રેજને જણાયાથી તેમણે જનરલ સ્ટુઅર્ટને મોકલ્યો, પરંતું તેણે લઢાઇ ન ચલાવતાં હાથમાં આવેલી તક ખોઇ.

આ લઢાઇમાં પહેલેથી છેલે સુધી ફ્રેન્ચોએ હૈદરને મદદ કરી હતી, તેમનો ઉપરી બુસી હતો તેણે તાબે કામ કરવાના ગુણને લીધે ત્રીસ વરસ ઉપર જે મોટું શૂર દેખાડ્યું હતું તે ગુણ હવે તેનામાંથી જતો રહ્યો હતો. જનરલ સ્ટુઅર્ટ તા૦ ૭ મીથી ૨૫મી સુધી કડલોરને ઘેરો ઘાલી તે લેવાની તૈયારીમાં હતો તેવામાં યુરોપમાં બે પ્રજા વચ્ચે સલાહ થઇ તેથી તે કામ બંધ પડ્યું. આણી તરફ ટિપુ બાપના મરણની વાત સાંભળી પશ્ચિમથી નિકળી કર્ણાટક ગયો ત્યાં તેને રાજ્યાભિષેક થયો. ટિપુ પશ્ચિમથી ગયા પછી લઢાઇ ચાલુ થઇ ને મુંબાઇથી નવી પલટણો આવી. આ બધી ફોજનો ઉપરી જનરલ માથ્યુજને કરીને આગળ વધવાને

હુકમ કર્યો. તેણે મૈસૂર જવાના બે રસ્તા એક પાલઘાટના ડુંગરમાંથી કોઇમ્બદુરમાં થઇને ને બીજો સમુદ્રને પર્વતની વચ્ચે નેળછે, આ રસ્તે થઇ અંગ્રેજો ટિપુના રાજમાં પેઠા. હોનોરને લેઈ શત્રુની અડચણને વેઠતા હસનગિરી ઘાટ લગી આવી પહોંચ્યા અને બેડનુર જીતી લીધું. આ વખતે ટિપુ શું કરેછે ને કયાંછે તે તપાસ કર્યા વગર માથ્યુજ પોતાની ફોજમાની સારી પલટણો પાછી મોકલી દઇ કેટલાક દિવસ નિરાંતે બેસી રહ્યો. તેવામાં એક દિવસે સવારે ટિપુના લશ્કરે તેના પર ઓચિંતો છાપો માર્યો તેથી અંગ્રેજો નિરૂપાય થઇ શરણે થયા તેમનો તેણે વચન આપ્યા છતાં ભુંડી રીતે ઘાત કર્યો તા૦ ૩૦ મી અપ્રેલ ૧૭૮૩. આ પછી ટિપુએ મેંગ્લોર ઊપર ચઢાઇ કરી. આ કિલ્લાનો કોટ મજબુત નહોતો તો પણ તા૦ ૨૩ મે ૧૭૮૩ થી તા૦ ૨૩ મી જાન્યુઆરી ૧૭૮૪ સુધી કર્નલ કેમ્પબેલના માણસોએ શૂરવીર પણાથી રક્ષણ કરી ટિપુનું ચાલવા દીધુ નહીં.

ફ્રેન્ચની ને અંગ્રેજની વચ્ચે સલાહ થયાથી ફ્રેન્ચની તરફથી મળતી મદદ ટિપુને બંધ પડી, એટલે તેને થોડીવાર સલાહ કરવાની જરૂર પડી. આ સલાહમાં એવું હતું કે મેંગ્લોરના કિલ્લામાંના અંગ્રેજોને જેટલું જોઇએ તેટલું અન્ન પુરૂ પાડવું. ટિપુએ તે વાતની હા ભણી પણ એવું નકારૂ અન્ન આપવા માંડ્યું કે જે સૈન્યે આઠ મહીના સુધી શૂર વિરપણાથી ટકાવ કર્યો હતો તેમને કિલ્લો છોડી દેવાની જરૂર પડી. હવે સલાહની વાત ચાલી પણ ટિપુનો મદ ઊતર્યો નહોતો તેથી એકે વાત પેસ જાય નહીં. આથી સેનાપતિ ફુલર્ટને તંજાવર તથા ત્રિચિનાપલ્લીથી પશ્ચિમ કિનારે ચાલ કરી. તેનો વિચાર મેંગ્લોર પાસે જનરલ માકલીઆડનુ લશ્કર છે તેને મળવું પણ રસ્તામાં તેને સલાહની ખબર

મળી તેથી કોઇમ્બતુર તથા પાલઘાટ તરફ પાછો આવ્યો, ને એ એ શેહેર જીતી લેઇ મેંગ્લોરમાં ટિપુએ જે ઇમાનીપણું કર્યું હતું તેનું વૈર લેવાને શ્રીરંગપટ્ટણ ઉપર જવાને તૈયારી કરતો હતો તેવામાં તેને હુકમ મળ્યો કે હમણાં સલાહની વાત ચાલેછે માટે લઢાઇ ન કરવી- ઘણા દહાડા વિત્યા પછી તા૦ ૧૧ મી માર્ચ ૧૭૮૪ ને રોજ મેંગ્લોર મુકામે સલાહ થઇ તેમાં એમ ઠર્યું કે લઢાઈ ચાલતી હતી તેવામાં એક એકનો લીધેલો જે મુલક તે પાછો આપવો. આ સંધી વાત બંને તરફના મદદગારોને પણ લાગુ હતી.

## પૂનરાવર્તક માટે પ્રશ્ન.

હૈદરે બીજી વાર ચઢાઈ કરી તે વખત મદ્રાસ સરકારની વ્યવસ્થા કેવી હતી? ને મદ્રાસ સરકારે કોને મોકલ્યા? ને તેમણે શું કર્યું તેનું વર્ણન તારીખવાર કરો? આ લઢાઇમાં બંગાળેથી કયો લશ્કરી સરદાર આવ્યો ને તેણે શાં શાં પરાક્રમ કર્યાં તે વિગતવાર જણાવો! ચીલેમબ્રમ, પોર્ટોનોવો, શોલિંગર, વેલોર, પાનીઆની, વાંદીવાશ, ચીતોડ, બેડનુર અને મેંગ્લોર આગળ શી વાત બની તે વિગતવાર જણાવો? સર હેકટરમનરો, સર આયરકૂટ, કર્નલપર્સ, બ્રાથવેટ, સ્ટુઅર્ટ, માથ્યુજ, કર્નલ ફુલર્ટન, હૈદર, અને ટિપુ એમના વિશે તમે આ પ્રકરણમાં શું વાંચી ગયા તે વિગતવાર જણાવો?

# प्रकरण १२ मुं.

## हेस्तिंग्सनी कार्कीर्दीनी समाप्ति ने टिपु साथे लढाई.

### इ० स० १७८१ थी १७९२ सुधी.

ગયા પ્રકરણમાં હૈદરની સાથે લઢાઇ કરવાની જરૂર પડી તે તથા હજુ લઢાઈનો છેડો આવે એવું લાગતું નહોતું. આ કારણથી કંપનીને ઘણુંજ ખરચ થવાનું કેમકે લશ્કર આદિ સરંજામ જોઇએ તેને માટે ગવરનર જનરલને ચિંતા થઇ કે હવે કેમ કરવું? તેણે ખંડીઆ રાજાઓની પાસે નાણાંની મદદ માગી. અયોધ્યાના નવાબ અજોદૌલાએ કાશીનું પરગણું ૧૭૭૬ માં અંગ્રેજને આપ્યું હતું, ત્યાંનો રાજા ચૈયતસિંગ ધનવાન છે માટે તેની પાસે વરસો વરસ મદદને માટે ચઢતો આંકડો માગવા માંડ્યો હતો. આ રાજાએ એક કામમાં હેસ્તિંગ્સને તેના સામા પક્ષના મંત્રીઓ સાથે મળી જઈ પજવ્યો હતો. આવાં કારણોથી ગવરનરને તેની દાઝ કાઢવાની તક આવ્યાથી તે ખુશી થયો, ને થોડા લશ્કરની મદદ માગી ત્યારે જરા આનાકાની કરી હા કહી, પણ વધારે રકમ આપવાને તેણે ના કહી ને ગવરનરે તે લેવાને બહુ મેહેનત કરી તથા પોતાનું બોલ્યું પળાવાને તે કાશીએ ગયો તા૦ ૧૪ મી અગષ્ટ ૧૭૮૨. રાજા આ વાત સાંભળી સામો જઇ નમી પડ્યો, પણ બીજે દિવસે તેની બુદ્ધિ બગડી એ જોઈ હેસ્તિંગ્સે તેને સવારમાં કેદ કરવાને ધાર્યું. કેદ કરવા આવનાર માણસ ફકત પચાસ હતાં અને વળી તે દારૂગોળી લેવાની ભુલી ગયાં હતાં, તેથી કાશીના લોકોએ રાજાને કેદ કર્યાની વાત જાણી તેમની આંખમાં લોહીની તસરો આવી ને બખેડો કર્યો; અને

અંગ્રેજી માણસો મરણીઆ થઇ લઢ્યા તોપણ તેમને હરાવી રાજાને છોડાવી ક્ષેમકુશળ ગંગાપાર મૂકી આવ્યા. હેસ્તિંગ્સસાહેબ આ વખતે શેહેરમાં હતો ને શેહેર બધું ઊપડ્યું હતું. તેથી તેના માણસોએ જીવવાની આશા છોડી પણ ગવરનરે ધીરજ રાખી કાગળની ચીઠીઓ ભુગળીની પેઠે વાળી કાનમાં ઘાલી જાસુસ ઊપર જાસુસ મોકલી મદદ મંગાવી, એટલુંજ મહીં પણ આવી અવઘડ વેળાયે મરેઠા સાથે સલાહ કરવા બાબતનો કરાર લખી કાઢી તે પણ બીજા કાગળો પેઠે મોકલી દીધો. થોડી કુમક આવી પરંતું શેહેરમાં રહેવામાં માલ નથી એમ ધારી પાસેના ચુનાર કિલ્લામાં ગયો. હવે રાજા લઢવાને તૈયાર થયો તેના લશ્કરમાં માણસો ઘણાં હતાં પણ તે નકામા જેવાં હતાં, કેમકે તે છેક ઉડભંગ ને લઢાઇના કામથી અણવાકેફ હતાં. તેથી તેમને હલ્લો કરી વિખેરી નાંખ્યાં એટલે ચૈયતસિંગ વિજયગઢ ગયો ત્યાં પણ અંગ્રેજનું ભય જણાયાથી બુદેલખંડ ગયો તે ત્યાંજ મરણ પામ્યો. એના પછી તેના ભત્રીજાને ગાદી આપી ને તેનો કારભાર તેના બાપને સોંપ્યો. ચુનારમાં રહી અયોધ્યાના નવાબે કહ્યા પ્રમાણે પૈસા ન મોકલ્યામાટે તે મેળવવાને ઠરાવ કર્યો કે તેની મા તથા દાદી પાસે પુષ્કળ પૈસોછે ને તે બંને રાજ્યમાં બખેડો કરનારછે એવો શક હતો, તેથી તેમની પાસેથી પૈસો કઢાવા નવાબને રજા આપી તા૦ ૧૯ મી સપ્ટેમ્બર ૧૭૮૨. આ પછી જે મૂદત તે હિંદુસ્તાનમાં રહ્યો તેમાં તેણે મુલકની વ્યવસ્થા કરી ને તાબાના લોક સૂખી થાય તેને માટે લક્ષ આપ્યું તથા રાજાઓ સાથે નવી મૈત્રી કરવામાં તથા જૂની પાકી કરવાનું કામ કર્યું. તા૦ ૯ મો ફેબ્રુઆરી ૧૭૮૫ માં તે વિલાયત ગયો, ત્યાં તેણે અનિતિથી રાજ ચલાવ્યું તથા રાજાઓ સાથે અયોગ્ય રીતે

વરતી લાંચ લીધી તે કામની ચોકશી ઘણા દિવસ ચાલી, તેમાં છેવટ ખાતરી થઇ કે તે ગુન્હેગાર નથી. હેસ્ટિંગ્સ સાહેબને કેટલાક વખાણે છે ને કેટલાક નિંદે છે. તોપણ જે માણસે હિંદુસ્તાનની રાજ સત્તા પાકા પાયા પર આણવા મેહેનત કરી અને ઇતિહાસ કર્ત્તા નિર્દોષ ગણેછે, તથા ગયા પછી પણ બંગાળાની પ્રજા તેને ઘણી વખત સુધી યાદ કરતી હતી તેવાને છેક વખોડવો એ ઠીક લાગતું નથી. આ અરસામાં હિંદુસ્તાનના કારભાર માટે નવો ઠરાવ થયો હતો તે એવી રીતે કે ઇંગ્લાંડનો મુખ્ય પ્રધાન જે પિટ્ટ તેણે તા૦ ૧૩ મી અગષ્ટ ૧૭૮૪ માં પાર્લામેન્ટમાં એવી વાત કહાડી કે કંપનીનો તપાસ કરવાને રાજા તરફથી એક સભા થવી જોઇએ. આ વાત ઘણા મતે મંજુર થઈ અને કોર્ટ આફ ડાયરેકટરના કામની તપાસ કરવા બોર્ડ ઓફ કંટ્રોલરની સભા ઠરી; આથી કરી કંપની તથા રાજા બંનેના હાથમાં રાજની લગામ આવી.

હવે લાર્ડ કાર્નવાલીસ ગવરનર જનરલ ઠર્યો ૧૭૮૬. તેને એવી સૂચના કરવામાં આવી હતી કે હિંદુસ્તાનમાં શાંતિ રાખવી, પણ અહીં આવ્યો ત્યારે તો જૂદીજ રીતે ચાલવાની જરૂર પડી, કેમકે અંગ્રેજનો મોટો શત્રુ મ્હૈસૂરનો રાજા તેની સાથે લડાઇ કરવાની જરૂર જણાઈ. ૧૭૮૪ માં ટિપુની સાથે સલાહ થયા પછી તે છાની રીતે લડાઇની તૈયારી કરતો હતો. તેણે લશ્કરનો વધારો કરવામાં અને યૂહકળામાં તેમને પાવરધા કરવાની મેહેનત જારી રાખી હતી, તથા નીજામને મેળવી લેવાને પ્રયત્ન કર્યો. એટલુંજ નહીં પણ તેણે ધર્માભિમાનને લીધે હિંદુને મુસલમાન કરવાને મલબાર કાંઠામાં કેર વર્ત્તાવ્યો હતો, આથી તે ભાગના નાયર જાતના ઊંચ વર્ગના લોક તેનું વૈર

વાળવાને ઊશ્કેરાયા. આ લોકમાંના કેટલાક નાશી ત્રાવણકોર ગયા હતા, અને તે રાજાએ બે રાજની સરહદ ઊપરના બે કિલ્લા વલંદા લોકો પાસેથી વેચાતા લીધા હતા, તથા મુકરર સિમાને માટે અનમાલી પહાડથી સમુદ્ર સુધી તેણે ત્રીસ મૈલની ભીંત બાંધી હતી. આવા કારણોથી ટિપુને ને તેને વધરા ચાલતા હતા. ૧૭૮૯ની શાલ ઊતરતાં ટિપુ ભારે લશ્કર લેઈ ભીંત આગળ આવ્યો ને હલ્લો કર્યો, તે પેસ ન ગયાથી બીજે રસ્તે થઇ ભીંતમાં છીડું પાડી પેસવા માંડ્યું પણ એક બુરજમાં થોડા હિંદુ સીપાઇઓ હતા તેમણે ગોળીઓ મારી તેમને ઊભી પુંછડીએ નસાડ્યા, નાસતાં તેના સીપાઇ એક ખાડામાં પડી ચગદાયા તથા પોતે પણ મરતો મરતો બચ્યો. આથી બીજવાઇ જીત થાય એટલી તોપો રાજધાનીમાંથી આવે ત્યાં સુધી પડાવ નાંખી રહ્યો. ત્રાવણકોરનો રાજા અંગ્રેજનો મળતીઓ હતો તેના પર વિના વાંકે ટિપુએ ઊપર લખ્યા પ્રમાણે ચઢાઇ કરી તેથી અંગ્રેજોએ જનરલ મિડાજને મોકલ્યો, તથા પેશવા અને નીજામ સાથે પાકી દોસ્તી કરી. કાર્નવાલીસનો વિચાર શાંતિ કરવાનો હતો, તોપણ અહંકારી ટિપુએ માન્યું નહીં ત્યારે લડાઇ કરવાની જરૂર પડી. તા. ૭ મી મે ૧૭૯૦ માં ટિપુ ભીંત તોડી ત્રાવણકોરની હદમાં દાખલ થયો, ને માણસનાં રૂવાં ઊભાં થાય એવાં ઘાતકી કામ કે જે ઘણા નિર્દય અને ખુની માણસથીજ થાય તેવાં કામ કર્યાં, પણ જ્યારે અંગ્રેજો લડાઇની તૈયારી કરેછે એમ સાંભળ્યું ત્યારે તેણે એકાએક શ્રીરંગપટ્ટણ જઇ લડાઇની ભારે તૈયારી કરવા માંડી. અંગ્રેજે પેહેલ કરી તેનો કોઇમ્બતુર પાસેનો એક કિલ્લો લીધો, એટલામાં ટિપુએ ધાજબહદીને રસ્તે અંગ્રેજની સામે જઇ તા. ૧૩ મી સપ્ટેમ્બરે તળેટીમાં અંગ્રેજી

લશ્કર પડ્યું હતું તેના પર હલ્લો કર્યો, તેમાં તેનાં ઘણાં માણસ મરાયાં ને હારી પાછા હઠવું પડ્યું. તે પછી લડાઇની તક ટાળી અંગ્રેજી સૈન્યથી દુર રહેતો. એટલામાં લાર્ડ કાર્નવાલિસે કલકત્તેથી આવી પોતે ફોજનું ઊપરીપણું લીધું, ને લડાઈનો ઘાટ ફેરવી રાજધાનીથી ઊતરતું બેંગલોર શેહેર જીતી લેઈ શ્રીરંગપટ્ટણ પર ચાલ્યો. આથી ટિપુને ભય લાગ્યો ને તેણે રાજધાનીમાં અંગ્રેજને બહુ દ્વેષ આવે એવાં ચિત્રામણ, રમકડાં તથા ભીંતે તેમને અપશબ્દ લખ્યા હતા તેનો નાશ કરાવ્યો, તથા કેદીઓને મારી નાંખ્યા કેમકે જીવતા રહે તો પોતે દુ:ખ દીધેલાની વાત કહે. અંગ્રેજોએ શ્રીરંગપટ્ટણને ઘેરો ઘાલ્યો, ટિપુ લડવાને તૈયાર હતો તેને હરાવ્યો ને કિલ્લો લેવાની તૈયારીમાં હતા તેવામાં દુકાળ તથા મંદવાડને લીધે ઘેરો ઉઠાવવો પડ્યો તા. ૨૬ મી. આ વખતે કર્નલ હાર્ટલી તથા તેના પછી જનરલ આબર ક્રોમ્બીને કુર્ગનો રાજા જેનો મુલક પહાડી છે તેના રાજમાં ટિપુના ત્રાસથી નાસી આવેલા લોક વસતા હતા તે વેર વાળવા આતુર હતા તેમને લેઇ લઢતો હતો. કાર્નવાલીસે બેંગ્લોર આવ્યા પછી આસપાસના ન જીતાય એવા ગઢ જીતી લીધા. આ બધામાં નંદી દુર્ગનો ગઢ મુખ્ય હતો, તે છાતીવરાબ કરાડા ઊપર બાંધ્યો હતો તેની ઊપર અંગ્રેજી ફોજ કમરકસી પડી ને ટિપુના માણસ છેક મરણીયાં થઇ લઢ્યાં તોપણ કિલ્લો જીતી લીધો તા૦ ૨૦ મી અક્ટોબર. એટલામાં જોઇતી સામગ્રી આવ્યાથી તથા નિઝામનું લશ્કર આવી મળ્યું ને આબરક્રોમ્બીએ આવી મળવું એવી ગોઠવણ કરી, કાર્નવાલીસ સાહેબ શ્રીરંગપટ્ટણ પર ચાલ્યો. તા૦ ૫ મી ફેબ્રુઆરી ૧૭૯૨ માં શ્રીરંગપટ્ટણ આગળ ભારે લડાઇ થઇ તેમાં અંગ્રેજની જીત થઇ તેથી ટિપુને નદી ઊ-

તરી શેહેરમાં જવું પડ્યું. કાવેરી નદીના બે ફાંટાની વચમાં બેટની પેઠે કોરી જગ્યા છે તેપર શેહેર બાંધેલું છે. આ પછી ટિપુએ એક બે વાર માથુ કોરે મુકી બહાર નિકળવા ફાંફાં માર્યાં પણ નિરાશ થયો. આણી તરફ અંગ્રેજોએ ખાઇઓ ખોદી તોપો ગોઠવી શેહેરનો કોટ તોડવાની તૈયારી કરી હતી; પણ તેવામાં ટિપુએ સમાધાન કરવાનું કહાવ્યું તેથી એમ ઠર્યું કે ટિપુએ અરધું રાજ અંગ્રેજની મદદે આવેલા રાજાઓને વેહેંચી આપવું, તથા લડાઇના ખરચને પેટે મોટી રકમ આપવી, અને અંગ્રેજ તરફના કેદીઓને છોડી મૂકવા. આ પ્રમાણે તે ચાલે ત્યાં લગી તેના બે પુત્રને અંગ્રેજની ઓળમાં મોકલવા. આવી કઠણ શરતો વાંચી ટિપુ તથા તેના કારભારીઓની આંખમાં આંસુ આવ્યાં, પણ લાચારીએ તે કબુલ કરી સહી કરવાની જરૂર પડી તા૦ ૧૯ મી માર્ચ ૧૭૯૨.

## પૂનરાવર્ત્તક માટે પ્રશ્ન.

ચૈયતસિંગ સાથે શા કારણથી અંગ્રેજોને લડાઇ થઇ ? ને તેનું વર્ણન વિગતવાર તારીખ સાથે આપો ? અયોધ્યાના દરબારમાંથી પૈસા મેળવવાને ગવરનર જનરલે કેવી યુક્તિ કરી ? હેસ્તિંગ્સસાહેબ વિશે ટુંકામાં જણાવો? હિંદુસ્તાનના કારભારમાં શો નવો ફેરફાર થયો? ત્રાવણકોર ઊપર ટિપુએ શામાટે ચઢાઇ કરી? ને તેનું વર્ણન વિગતવાર તારીખ સાથે આપો? અંગ્રેજોને ને ટિપુને શા કારણથી લડાઇ થઇ ને તેનું વર્ણન વિગતવાર ટુંકામાં? કાશી, ચુનાર, બેંગ્લોર, ધાજલહટ્ટી, તથા શ્રીરંગપટ્ટણ આગળ શા બનાવ બન્યા તે વિગતવાર જણાવો ?

# प्रकरण १३ मुं.

## म्हैसूरनी जीत.

### ઇ० स० १७९२ थी ઇ० स० १७९९ सुधी.

ટિપુને હરાવ્યા પછી કાર્નવાલીસ સાહેબે રૈયતના સુખને માટે ઉપાય કર્યા. જમાબંદી ઉઘરાવાને ત્રણ પ્રકાર બાંધ્યા. બંગાળામાં જમીનદારી, એટલે મોટા જાગીરદાર તાબાની જમીનનો આંકડો ભરે. બીજો ગામવારી એટલે ગામના લોક પોતે ઉઘરાવી અમુક આંકડો સરકારમાં ભરે, અને ત્રીજો દરેક ખેડૂત સાથે વિઘોટીનો ઠરાવ થાય તે પ્રમાણે લેવું. વળી ન્યાય ખાતામાં યોગ્ય સુધારો કર્યો. હાલ જે ન્યાય તથા વસૂલના કાયદા ચાલેછે તે તેના વારામાં ચાલુ થયા. અંગ્રેજને ને ફ્રેન્ચને લઢાઇ ચાલતી હતી તે વખતે ફ્રેન્ચનો જીતેલો મુલક સલાહ થયાથી પાછો આપ્યો હતો તે પાછો આગષ્ટ ૧૭૯૩ માં જીતી લીધો તેથી તેમનો હિંદુસ્તાનમાંથી પગ નિકળી ગયા જેવું થયું હતું; પણ તે વખત યૂરોપમાં તે લઢાઇમાં ગુંથાયા હતા, માટે આ તરફ મન દેવાયું નહીં, પણ કેટલાક ફ્રેન્ચો દેશી રાજાની ચાકરીમાં રહી કવાયત શીખવી પુનઃ પોતાની સત્તા સ્થાપન થવાને મેહેનત કરવા લાગ્યા હતા, તે કોઇ કોઇ વખતે અંગ્રેજોને ગભરાવતા હતા.

લાર્ડ કાર્નવાલીસ પછી શરજાન શોર ઉર્ફે ટેનમાઉથ થયો તેણે સ્વસ્થતાથી રાજ્ય ચલાવાનું નકી કરી, રાજા રજવાડાના ટંટામાંથી મન કાઢી નાંખ્યું, પણ આ તેના વિચાર અંગ્રેજી સત્તાને તથા કીર્તિને મજબુતી મળે તેવા નહોતા. તેણે નીઝામ ઉપર મરેઠા ચઢી આવ્યા ત્યારે મૈત્રી છતાં સાહ્ય ન કરી, તેથી ત્રાવણકોણના રાજાને ફરેલી કુમકથી મળેલી સાબાશી શિવાય જશ

દેશી રાજાઓનો વીશ્વાસ ઊઠવા માંડયો. નીઝામે મરેઠા જોડે તેમના કહ્યા પ્રમાણે કરી સલાહ કરી પોતાના પ્રધાનને મરેઠાની ઓળમાં મોકલ્યો, તેથી નીઝામે ગવનર જનરલને જણાવ્યું, કે સિંકંદરાબાદમાં આપની છાવણીછે તે ઉઠાડી લ્યો, અને પોતાના દરબારમાં ફ્રેન્ચ અધિકારી હતા, તેમને ઉત્તેજન આપવા માંડયું. આ અરસામાં તા૦ ૧૩ મી અકટોબર ૧૭૯૫ માં કર્નાટકનો નવાબ મહમદઅલ્લી ૮૭ વરસની ઉમ્મરે મરણ પામ્યો. તેની ગાદી તેના મોટા પુત્ર ઓમદતને મળી, તે વેળા મદ્રાસમાં હોબાર્ટ ગવરનર હતો તેનો વિચાર કેટલોક મુલક પોતાના તાબામાં લેવાનો હતો.

આ ટાણે ઊત્તર હિંદુસ્તાનમાં અયોધ્યાનો નવાબ અસો ફદૌલા સન ૧૭૯૭ માં મરણ પામ્યો. તેની જગાએ તેનો પુત્ર વજીરઅલ્લી ગાદીએ બેઠો; અને ગવરનર જનરલે તેને માન્ય કરયો, પણ તેના ઊપર લોકની મરજી નથી તથા ખરો હકદાર નથી, એવો વાંધો ઊઠયો તેને માટે સર જાનશોર જાતે ગયો. ને ત્યાં તેને ગાદીએથી ઉઠાડી તેના ભાઇ સદતઅલ્લીને ગાદીએ બેસાડયો તા૦ ૨૧ મી જાન્યુઆરી ૧૭૯૮. આ સાલમાં નવો ઠરેલો ગવરનર લોર્ડમોર્નિંગ્ટન ઊર્ફે માર્કિવસ આફ વેલ્સલી વિલાયતથી અત્રે આવવા નિકળી ચૂક્યો હતો તે તા૦ ૧૭ મી મેને રોજ હિંદુસ્તાનમાં આવ્યો. તેના વિચાર જૂદી જાતના હતા, તેને તુરત સમજાઈ ગયું કે શોરે રાખેલી સમાધાની કાચા પાયાપર છે, ને દેશી રાજાઓનો આપણા પરથી ભાવ ઊતરતો જાયછે. તેણે નીઝામને સમજાવી ફ્રેન્ચ અધિકારીઓને રજા અપાવી ને પ્રથમ મુજબ સીકંદરાબાદમાં છાવણી રખાવી, તો પણ હજુ આથી મોટું કામ તેને મ્હૈસુરનો રાજા ટિપુ તેની સાથે લડાઇ કરવાનું હતું કેમકે તે

હજુ નરમ પડ્યો નહોતો, તેણે ફ્રાન્સના નાપોલીયન સાથે પત્ર વેહેવાર ચલાવ્યો હતો તથા લશ્કર તેઉપર આણવા માંડેલું હતું. આ વાત જાણી ગવરનર જનરલ જાતે મદ્રાસ ગયો અને પોતે લસ્કરની તૈયારી કરવા માંડી. વેલોરમાં ૨૦૦૦૦ થી વધારે માણસ હતું તેને રસ્તે ચાલતાં નીઝામનુ ૧૬૦૦૦ માણસ આવી મળ્યું. આ લશ્કરનો ઊપરી કર્નલ આથરવેલ્સલી જે આગળ ડ્યુક ઓફ વેલિંગ્ટનકહેવાયો તેને ઠરાવ્યો. મુંબાઇથી પશ્ચિમ કાંઠા પર નાનું સૈન્ય મોકલ્યું ને તે બધાનો ઉપરી જનરલ હારિસને ઠરાવ્યો, આ બંને લશ્કર નિર્ભય રીતે શ્રીરંગપટ્ટણ પર ચાલ્યાં. ટિપુ પેહેલો પશ્ચિમ તરફ સિંડાસુર ગયો, પણ ત્યાં તેને જનરલ સ્ટુઅર્ટે હરાવ્યો તા૦ ૬ ઠી માર્ચ. એટલે તે પૂર્વ ભણી ચાલ્યો ત્યાં તેને જનરલ હારીસને મોલવેલી જે તેણે લઢાઇને માટે વધારે પસંદ કરી હતી ત્યાં છેક હરાવ્યો તા૦ ૨૭ મી માર્ચ ૧૭૯૯. આ હાર થયા પછી અંગ્રેજો રાજધાની પર ન આવે તેને માટે અગાઊ કાર્નવાલીસ સાહેબ જે રસ્તે આવ્યા હતા તે રસ્તો રોકીને બેઠા. પણ તેણે થોડીવારમાં જાણ્યું કે શત્રુઓ કાવેરી નદી ઉતરી બીજે રસ્તે થઇ રાજધાની પર આવેછે, એવું સાંભળી તરત કિલ્લાનું રક્ષણ કરવા દોડ્યો. વચમાં લઢાઇ થઇ તેમાં બંને પક્ષ સમાન ઉતર્યા, પછી ટિપુ કિલ્લામાં ભરાયો. અંગ્રેજી સૈન્યે શેહેર ઘેરી લીધું, ને જનરલ સ્ટુઅર્ટ આવ્યો કે કિલ્લા પર દારૂ ગોળાની વૃષ્ટી કરવા માંડી. આ ઘેરો તા૦ ૫ મી અપ્રેલથી તા૦ ૪ થી મે એટલે એક માસ રહ્યો તે મુદતમાં લઢાઇના અવાજ વગર બીજો અવાજ સંભળાતો નહોતો. છેલે કોટમાં બાકોરૂ પાડી લશ્કર માંહે ધસ્યું. આ વખત ખરા બપોર થયા હતા. કિલ્લામાં પેસાશે નહીં એવી ખોટી નિર્ભયતા રાખી ટિપુ નિરાંતમાં હતો. તેવામાં તેને તેના વહાલા માણસોએ કહ્યું કે

અંગ્રેજો કિલ્લામાં પેઠા પણ તેણે તે વાત માની નહીં. તેમ કિલ્લેદારો બપોરા ગાળતા હતા ને લીલાં નિશાન વાથી ધીમાં ધીમાં ફરકતાં હતાં, આવો સમય જોઇ જનરલ બેયર્ડે મોખરે થઈ લશ્કરને હુકમ આપ્યો કે મારી પાછળ આવી અંગ્રેજનું નામ રાખો કે લશ્કર ઉઠ્યું: એટલે કિલ્લેદારો ઝબકીને જાગ્યા ને શેહેરમાં હાહાકાર થયો. ટિપુ લઢવાને મેદાનમાં આવ્યો તેથી એક કટ્ટો ઝઘડો થયો, તેમાં અંગ્રેજી ફોજે ફતેહ કરી કોટના લોઢપર જઇ લાલ નિશાન રોપ્યું. આ રીતે બહાર કોટ લીધા પછી પ્રથમની ગોઠવણ પ્રમાણે એક ટુકડી જમણી તરફથી ને બીજી ડાબી તરફથી આગળ ધશી તેની જોડે બીજવાયલા મુસલમાનો હાથોથીયાં આવી ગયા પણ અંગ્રેજ લોકે બંધુકના કુંદાથી તથા સંગીનથી મારી પાછા હઠાવ્યા. ટિપુએ મેહેલ તરફ પાછું ફરવાને ધાર્યું, તેવામાં તેણે એક દરવાજા પાસે અંગ્રેજને ને પોતાનાં લશ્કરને લઢતાં જોયું. આ ઠેકાણે તેને એક જબરો ઘા વાગ્યો ને લોહી વેહેવાથી બેશુદ્ધ થયો, તેના ચાકરોએ તેનો જીવ ઉગારવાને પોતાનું નામ પ્રસિધ કરવા કહ્યું. પરંતુ તેણે તેમ નહીં કરતાં મરતાં મરતાં એક અંગ્રેજના ઉપર ઘા કરી માર્યો, એટલામાં તેપણ આ દારૂણ યુદ્ધમાં મરાયલાં મડદાં પડ્યાં હતાં તેના ભેગો લોથ થઇ પડ્યો.

જનરલ બેયર્ડ આ બેહદ મેહેનતથી થાકી ગયો હતો તેને વિસામો મળે તેટલા સારૂ તેની જગાએ કર્નલ વેલસલીને ઠરાવ્યો, તેણે ટિપુના મડદાની શોધ કરી. ખોળી કઢાવ્યું તે એટલું બદલાઈ ગયું હતું કે ઓળખાવાને કઠણ પડ્યું. તેને હૈદરની કબર પાસે અંગ્રેજોએ દટાવ્યું. હવે લઢાઇનો અંત આવ્યો કે શ્રીરંગ પટ્ટણ તાબામાં લેઇ બાકીનું રાજ અંગ્રેજ, નિઝામ અને મ્હેસૂરના માજી રાજના વંશમાંથી એકને બોલાવી વેંહેંચી લીધું.

નવો ઠરાવેલો રાજા બાળક હતો તેથી તેનો કારભાર કરવા કર્નલ વેલ્સલીને ઠરાવ્યો. તેણે પોતાનું કામ રૂડી રીતે કરી રૈયતની દુવા લીધી. તેણે જળાશય તથા પુલો બંધાવ્યા. જેમાંનો એક શ્રીરંગ પટ્ટણ પાસેનો પુલ તેના નામથી હજુ પણ પ્રખ્યાતછે.

### પૂનરાવર્ત્તક માટે પ્રશ્ન.

કાર્ન વાલીસે રૈયતના સુખને માટે કયા કયા ઉપાયો કર્યા? સરજાન શોરની રાજ રીતી ને તેનું પરિણામ? ટિપુ સાથે લડાઈ કરવાની જરૂર ને શ્રીરંગપટ્ટણ જીત્યું તે વીશે ટુંકામાં વર્ણન કરો?

---

## प्रकरण २४ मुं.

### सिंध्या तथा वराडना राजा साथे लढाई.

### इ० स० १७९९ थी १८०३ सुधी.

સિકંદરાબાદ આગળ છાવણી રહેલી હતી તેનો ખરચ નિઝામ આપતો હતો; પણ થોડી મુદત થયાં તેણે ધારા પ્રમાણે નહીં આપતાં વાયદા કરવા માંડ્યા હતા. આ માથાકુટ નિકળી જાય એવી મતલબથી ગવરનર જનરલે કહાવ્યું કે ખરચની રકમને બદલે એટલી ઉપજનો પ્રાંત અમને આપો. નીઝામે તે વાત કબુલ કરી ટિપુના રાજની વેહેંચણમાંથી જે મુલક મળ્યો હતો, તે અંગ્રેજને તાબે કર્યો.

પાછળ કહ્યા પ્રમાણે કર્નાટકની ગાદી ઉપર મહમદઅલીના મુઆ પછી તેનો પુત્ર ઓમદત બેઠો હતો. તે પોતે

અંગ્રેજની સાહ્યથી રાજ કરતો છતાં ટિપુ સાથે છેલી લડાઇ ચાલતી હતી તે વખતે તેની સાથે કાગળ પત્રનો વહેવાર રાખ્યો. તે પ્રપંચ જણાયો તથા તેના રાજમાં અંધેર ચાલતું હતું એ કારણોથી સરકારનો અભિપ્રાય મદ્રાસના ગવરનરની જોડે મળતો આવ્યાથી ઠરાવ થયો કે નવાબ રાજ ચલાવાને લાયક નથી. માટે તેની પાસેથી તે લેઈ લેવું. આ અરસામાં નવાબ મરવાની તૈયારીમાં હતો, તેથી તેને એ વાત ન જણાવતાં તેની પછી તેના પુત્ર અજીમ દૌલાને ગાદી ન આપતાં વર્ષાસન બાંધી આપ્યું. આથી ઓન્ગોળથી તે કેપકામોરિન સુધીનો દેશ કંપનીના તાબમાં આવ્યો.

આ વખતે ઊત્તર હિંદુસ્તાનમાં ભારે ભય ઊત્પન્ન થયું હતું, તે એવી રીતે કે અફગાનીસ્તાનનો પાદશાહ ઝેમાનશાહ જેનો વિચાર લાંબી મુદતથી હિંદુસ્તાનપર ચઢાઇ કરવાનો હતો, પણ પોતાના દેશમાં બખેડા થવાથી અટક્યો હતો તે હવે તૈયાર છે. એવું ગવરનર જનરલને જણાતાંજ તેણે તે વાત પાર પડવા ન દેવાને ઉપાયો કરવા માંડયા, તેણે ઇરાનના શાહને તેના પર હુમલો કરવા સમજાવ્યો ને તેણે કબુલ કર્યું, તેથી તે ભયતો ટળી ગયું. ઝેમાનશાહની ચઢાઇની વાત સાંભળી અયોધ્યાનો માજી નવાબ વજીર અલી જેને સરંજાન શોરના વખતમાં ગાદી ઊપરથી ઊઠાડી કાશીમાં રાખ્યો હતો તે બહુ ખુશી થયો ને તેણે ઘણા લોકને ઊશ્કેર્યા. આવી તેની ગેરવર્તણુકથી તેને કલકત્તા પાસે રાખવાને ગવરનર જનરલે ઠરાવ કર્યો. તે વાત તેને જાણ થતાં મહા રીસે ભરાઇ રેશીડેન્ટ તથા બીજા બે અંગ્રેજોને ઠાર કર્યા. આથી વધારે નાશ કરત પણ તેવામાં તે લોક દેવીસ ન્યાયાધિશને ઘેર ગયા; તેણે મેડ ચઢી શિકારના ભાલાથી છાવણીમાંથી લશ્કરની મદદ આવતાં સુધી બચાવ કર્યો. થોડીવાર ટક્કર ઝીલી વજીર અલી

નાઠો પણ પકડાયો તેને જન્મ સુધી બંધીખાને રાખ્યો. તા૦ ૧૦મી નવેંબર ૧૮૦૧ માં અયોધ્યામાં જે નવાબ હતો, તેની પાસેથી અયોધ્યાની પશ્ચિમનો પ્રાંત અંગ્રેજે માગી લીધો. તેથી નવાબને પર રાજ્યની બીક રહી નહીં ને એવો ઠરાવ થયો કે અંગ્રેજ સરકારે તેનું સર્વ પ્રકારે શત્રુથી રક્ષણ કરવું, અને નવાબે પ્રજાને સુખ થાય એવી રીતે રાજ કરવું.

હવે હિંદુસ્તાનમાં શાંતિ થઇ એવું જણાયું, પણ તે ઝાઝી મૂદત ચાલી નહીં, અને થોડી મુદતમાં મરેઠા જોડે લઢાઇ સળગી. તે એવી રીતે કે આગળ લખ્યા પ્રમાણે જેમ પેશવા શિવાજીના વંશની સત્તા લેઇ પડયા હતા. તેમ આ વખતે પેશવાની સર્વ સત્તા સિંધ્યા તથા હોલકરના હાથમાં હતી. આ બે સરદારો વચ્ચે આ વખતે વિરોધ થયો હતો તેથી યશવંતરાવ હોલકરે દોલતરાવ સિંધ્યા જોડે એકવાર ઇંદોરમાં લઢાઇ લઢ્યા પછી ફરીને પૂનાપર ચઢાઇ કરી તેમાં સિંધ્યાની હાર થઈ તા૦ ૨૫ મી અકટોબર ૧૮૦૨. તેથી નામનો રાજા જે બાજીરાવ પેશવા તેને કોકણમાં અંગ્રેજને શરણ જવું પડ્યું. બાજીરાવે ફરીથી ગાદીએ બેસવાને માટે અંગ્રેજો જોડે કોલકરાર કર્યા, તેમાં એવું ઠર્યું કે પૂનામાં અંગ્રેજી છાવણી રાખવી ને તેનું ખરચ તેણે આપવું તથા તેના દરબારમાં બીજા યૂરોપિયન લોક રહેલા હતા તેને રજા આપવી, અને અંગ્રેજના તાબાનાં સુરત (૧૭૯૯) તથા મુંબાઇની પાસેનાં કેટલાંક ગામ પરથી હાથ ઊઠાવવો તા૦ ૩૧ મી ડીસેમ્બર ૧૮૦૨ ને રોજ સલાહના કરાર ઊપર વસાઇ મુકામે સહીઓ થઇ. આથી સિંધ્યાને ને અંગ્રેજને વાંકુ પડ્યું. સિંધ્યાએ ફ્રેન્ચ અધિકારી રાખી પોતાનું લશ્કર યુદ્ધકળામાં સારૂ પ્રવિણ કર્યું હતું. પેશવાને ગાદીએ બેસાડવાને અંગ્રેજી સૈન્ય

પૂના તરફ આવવા લાગ્યું, તથા ઊત્તરમાં જનરલ લેકના હાથ તળે લશ્કર હતું, તે સરદાર ઊત્તર ભાગોથી મરેઠા ઊપર ચઢાઇ કરવાને તૈયાર હતો તેમ જનરલ વેલ્સલી મ્હેસુરથી આવતો હતો તેથી હોલકરે જાણ્યું કે આપણું ચાલે તેમ નથી માટે પ્રથમથીજ તે નાશી છુટ્યો હતો. તેથી વેલ્સલી સાહેબે આવી બાજીરાવને ફરીથી ગાદીએ બેસાડ્યો. પેશવા જોડે સલાહ કરતી વખત સિંધ્યાને પુછાવ્યું હતું પણ તેણે ગણગાર્યું નહીં. આગળ તે વરાડનો સુબો રાઘોબા જેને વસાઇની સંધીથી માઠું લાગ્યું હતું તેની જોડે મળી ગયો, અને એકઠાં મળેલાં બંને લશ્કર હૈદરાબાદ ભણી ચાલ્યાં. આણી તરફ જનરલવેલ્સલીએ પુનેથી નીકળીને સિંધ્યાના તાબાનો અહમદનગરનો કિલ્લો જીતી લીધો, ને શત્રુ સામો ચાલી હૈદરાબાદ જતાં આંતરી પાછા વાળ્યા. સપ્ટેમ્બર માસની દસમી બારમીએ બંને પક્ષનાં લશ્કર થોડે છેટે આવી પહોંચ્યાં એટલે વેલ્સલીસાહેબે લશ્કરની બે ટુકડી પાડી પશ્ચિમ તરફથી સ્ટીવનસને હલ્લો કરી તેણે મળવું, પણ થોડીવારમાં તેને જણાયું કે સિંધ્યાનું લશ્કર નજીકમાં કેટના નામે નદી છે તેને કાંઠે પડાવ નાંખી રહ્યું છે. તેથી એકદમ શત્રુ ઊપર હલ્લો કરવાને નકી કરી સ્ટીવનસનને પાછો વળવા કાશદ મોકલ્યો. થોડું આગળ વધી વેલ્સલીસાહેબે ટેકરા ઊપરથી જોયું તો નીચે મેદાનમાં શત્રુની અથાગ ફોજ એક કારમુ શેહેર વસ્યું હોય, તેવા દમામથી કેટના અને પાસે જુઆ નામનો એક વેહેળો કે જે અસાઈ આગળ તે નદીને મળેછે તેના બેટમાં પથરાએલી જોઇ. તેમણે એંશી તોપો મોખરે ગોઠવી હતી તથા તે પાછળ ૫૦ હજાર પ્રવિણ પાયદળ ઉભુ હતું. આવી મોટી સૈન્યા ઉપર વેલ્સલી સાહેબે દૃઢતાથી હલ્લો કરવાનું નકી કરી જમણી તરફ જ્યાં બંને

પાણીનો ઉતાર હતો ત્યાંથી ઊતરી ભેખડો પર ચઢવા માંડ્યું કે શત્રુઓએ ગોળાનો વરસાદ વરસાવ્યો. અંગ્રેજી સૈન્ય રીતસર ગોઠવાઇ ઉભું રહ્યું કે શત્રુઓ પણ સજ્જ થયા, એટલે ભર જોસથી તોપોનો મારો ચાલુ થયો. તેમની દસ ઘણી તોપો હતી તેથી વેગળે રહી લઢવામાં નફો નથી એમ નકી કરી વેલસલી સાહેબે પોતાના લશ્કરને તેમની તોપો ઝુંટાવી લેવાને આજ્ઞા કરી. આ વખતે અંગ્રેજી લશ્કરે હુકમ સમજવામાં ફેર પડ્યાથી અસાઇ ગામ પર હલ્લો કર્યો હતો તેમાં શત્રુની હાર થઇ ને જે નાઠા; તેઓના ઘોડેસ્વાર મોખરે આવ્યા પણ યુદ્ધ કળામાં પ્રવિણ એવા અંગ્રેજી લશ્કર આગળ તે કવાયત વગરના મરેઠાઓનું નહીં ચાલતાં બધા લશ્કરે નાસા નાશ કરવા માંડી ને અંગ્રેજની જીત થઇ તા૰ ૨૩ મી સપ્ટેમ્બર ૧૮૦૩.

દક્ષિણમાં આ પ્રમાણે લઢાઈ ચાલતી હતી તે વખતે ઉત્તરમાં જનરલ લેક રસ્તામાંનો આલિંગઢનો કિલ્લો તા૰ ૪ થી સપ્ટેમ્બરે જીતી લેઇ મરેઠાઓએ દિલ્લીમાં પડાવ નાખ્યો હતા ત્યાં ગયો. શત્રુઓની છાવણીની આસપાસ બે બાજુએ કાદવવાળી જગા હતી ને તેઓ ઊંચા ટેકરા પર સો તોપો લેઇ પડ્યા હતા. અંગ્રેજી સૈન્ય દશેક ગાઊની મજલ કરી તેમની નજીક આવ્યું કે જનરલ લેકે લગાર પણ થાક ખાધા વગર લઢાઇ કરવાનો હુકમ આપ્યો. શરૂઆતમાં અંગ્રેજી ઘોડે સ્વારોએ મોખરેથી શત્રુને જોઇ બિહ્યા હોય તેમ નાસવાનું ડોળ કર્યું, એટલે તેઓ એકદમ ધસી આવ્યા. જ્યાં સુધી પાયદળ ઉભું હતું ત્યાં સુધી દોડ ચાલવા પછી ઘોડે સ્વારોએ પાયદળને રસ્તો આપ્યો કે તે શત્રુ ઊપર તુટી પડી તેમને તેમની તોપો સુધી નસાડ્યા, એટલુંજ નહીં પણ હારેલા લશ્કર પર ઘોડેસ્વાર જઇ પડે, માટે પ-

ઉપે થઇ જઈ રસ્તો આપ્યો કે તે શત્રુ પર જઇ પડ્યા. આ વખતે ઘણા ફ્રેન્ચ અંગ્રેજને શરણ થયા તેથી કોઇ પ્રખ્યાત સરદાર રહ્યો નહીં એટલે એકલા મરેઠાને હરાવી દિલ્લી શેહેર લઇ દુખ પામતાં શાહઆલમને મુક્ત કર્યો. આ પછી તેણે આગ્રા જીતી લીધું. એટલામાં દક્ષિણમાંથી શત્રુનું સૈન્ય દિલ્લી તરફ આવતું સાંભળી પાયદળને પછવાડે આવવાનું કહી તાકીદે તેના સામી ચાલ કરી. શત્રુઓ નજરે પડતાંજ હલ્લો કર્યો તેમાં શૂરવીર ઘોડેસ્વારોએ ઘણી બહાદુરી કરી તોપણ તેમની ગોળીનો માર ન સહેવાયાથી પાછું હઠવું પડ્યું. એટલામાં પાયદળનું લશ્કર આવી પહોંચ્યું કે મરેઠાઓએ વિનંતી કરી કે અમને તોપો મુકી જવાદ્યો તો સારૂ. લેકસાહેબને પણ પોતાનુ લશ્કર થાકેલું હતું માટે તેમ કરવાની જરૂર હતી તેથી હા ભણી, પણ થોડીવારમાં જણાયું કે શત્રુઓ પાછા ફરતા નથી એમ ધારી હલ્લો કર્યો. દારૂણ યુદ્ધ થયું, તેમાં શત્રુઓની ગોળીઓ તથા ગોળાઓનો ભરજોસમાં વરસાદ વરસતો હતો તે નહીં ગણગારતાં અંગ્રેજી પાયદલ આગળ વધ્યું ને મોટા શૂરથી લઢાઇ કરી, પણ તેમને મદદની જરૂર હતી, તેથી ઘોડેસ્વાર મોખરે આવ્યા ને છોતેરમી પલટણને ધન્ય છે એવો અવાજ સાંભળતાંજ શત્રુપર ધશી તેમને હરાવી નસાડ્યા. પછી મોખરાની બધી ટોળી આવી ને લેકસાહેબ તેમની આગળ થયો. તેના ઘોડાને ગોળી વાગવાથી મુઓ ને બીજાપર બેસેછે તેવામાં પડ્યામાં તેનો પુત્ર મરાયો, તેને માટે લગારે દીલગીરી કે સંભાળ લેવાને ઊભા રહ્યા વગર પોતાના સિપાઇઓ આગળ ચાલતા હતા તેમની સાથે આગળ ચાલ્યો. મરેઠા ને અંગ્રેજો હાથોથીઆં થઇ લઢવા માંડ્યું; તે તેમની બધી તોપો ઝુંટાવી લીધી ત્યાં સુધી લઢતા રહ્યા નહીં, પણ છેલે તેમને

પાછું હઠવું પડ્યું. આ લડાઇથી સિંધ્યાનું લશ્કર નામનુંજ રહ્યું તા૦ ૧ લી નવેંબર ૧૮૦૩.

દક્ષિણમાં વેલ્સલી સાહેબે જીત કરી શત્રુ સામી ચાલ કરી. સિંધ્યાએ તૈયાર થવા માટે સલાહ કરવાનું ડોળ દેખાડ્યું તોપણ હજુ વરાડનો રાજા થાક્યો નહોતો; તેને હરાવવા વેલ્સલી સાહેબ ઉતાવળે આરગામ ચાલ્યો, શત્રુઓ પાસે આવી પહોંચ્યા ત્યારે સૂર્ય મેર બેસવાની તૈયારીમાં હતો તોપણ જનરલ સાહેબે લઢવાને હુકમ આપ્યો. કઠ્ઠો ઝઘડો ચાલતાં ચંદ્રમા ઊગ્યો કે શત્રુઓએ નાસવા માંડ્યું. અંગ્રેજી સ્વારોએ તેની કેડ લીધી. તા૦ ૨૭ મી નવેંબર ૧૮૦૩. તોપણ હજુ તેઓ થાક્યા નહોતા, તેથી વેલ્સલી સાહેબ ગ્વાલિયરના મજબુત ઘઢ ઉપર ઊંચા પહાડ તથા કોતરોનો વીકટ મારગ ઓળંગી ચાલ્યો; આ કિલ્લાપર એક રજપુત સરદાર હતો તેણે બહુ બાહાદુરી કરી પણ તેના તાબાનાં માણસ હિંમત હારી ગયાં તેથી ઘણી મેહેનત ન પડતાં કિલ્લો જીતાયો, તા૦ ૧૫ મી ડીસેંમ્બર. પછીતરતજ વરાડના રાજાએ સલાહની માગણી કરી તેમાં એમ ઠર્યું કે કટક પ્રાંત આપવો તથા તેની ચાકરીમાં જે યુરોપીઅન હોય તેને રજા આપવી. આ લડાઇ વખતે નિઝામે દોસ્તી દાવો રાખ્યો હતો માટે તેને પણ કેટલોક પ્રાંત રાજા પાસેથી અપાવ્યો તા૦ ૧૭ મી ડીસેંબર ૧૮૦૩. થોડીવારે સિંધ્યા પણ સલાહ કરવા કબુલ થયો તેથી ઠરાવ થયો કે ગંગા અને યમુના વચેનો દેશ આપવો તથા અંગ્રેજની સાથે દોસ્તી રાખનાર, નિઝામ, પેશવા તથા ગાયકવાડ સાથે ટંટો કરવો નહીં, તથા પેશવા જોડે વાંધો પડે તો તેનો નીકાલ તમારે કરવો આ રીતે સમાધાની થઇ.

### પુનરાવર્તક માટે પ્રશ્ન.

કર્નાટક અંગ્રેજોએ શા કારણથી લેઇ લીધું ને તેનું વર્ણન? અફગાનીસ્તાન તરફથી ભય? અને તેનો નીવેડો કેવી રીતે થયો? તેનું વર્ણન? કાશી અને અયોધ્યાનાં વર્તમાન જણાવો? પેશ્વાએ શા કારણથી અંગ્રેજની મદદ માગી, ને તેનું વર્ણન વિગતવાર જણાવો? સિંધ્યા તથા વરાડના રાજા સાથેની અંગ્રેજની લડાઇનું વર્ણન કરો? પુના, અસાઇ, આલિગઢ, દિલ્લી, લાસ્વારી, આરગામ અને ગ્વાલિયર આગળ શી વાત બની તે તારીખવાર જણાવો. મી. ડેવીસ, જનરલ વેલસ્લી તથા જનરલ લેકને માટે તમે આ પ્રકરણમાં શું શું વાંચી ગયા તે વિગતવાર જણાવો?

---

## प्रकरण १५ मुं.

### होलकर तथा सिंध्या साथे लडाई.

### इ० स० १८०४ थी १८०६ सुधी.

ગયા પ્રકરણમાં લડાઇ ચાલતી હતી, તેવામાં યશવંતરાવ હોલ્કરે જયપુર વગેરે અંગ્રેજના મળતીઆ રાજાઓની હદમાં લુંટ ચલાવા માંડી હતી, અને આ વિષે જનરલ લેકે તેને લખ્યું, ત્યારે તેનો ઉત્તર તેણે બે દરકારી આપ્યો. આ પ્રમાણે જવાબ મળ્યાથી ૧૮૦૪ ના ૧૬ મી એપ્રેલે જનરલ લેક તથા જનરલ વેલસ્લી સાહેબે લશ્કર લેઇ તેના ઉપર ચાલ કરી. લેક સાહેબ જયપુર આવેછે, એમ સાંભળી તે કોટે ગયો, પણ સામો આવી યુદ્ધ કરે નહી. અહીં કર્નલ મોનસન રામપુર લેઇ શત્રુની પાછળ

પડ્યો, પણ તે એવો ઝડપથી નાઠો કે પહોંચી શકાયું નહીં. પાછળ દોડતાં રસ્તાનો થાક, અંનનો ખૂટકો, ઉનાળાનો સખત તાપ અને શત્રુઓનું વારંવાર માથાપર ગાજી રહેવું. આ કારણથી ઘણાં માણસોનો મરો થયો, તથા અધુરામાં પુરૂં કાળા લશ્કરને હોલ્કરે ફોડ્યું. આ કારણથી અંગ્રેજોને જેમ નસાય તેમ નાશી આગ્રે આવી રહેવું પડ્યું તા૦ ૩૧ મી અગષ્ટ.

આ હારથી અંગ્રેજોનું વજન ઘટ્યું, તેથી તે મેળવવાને ચારે તરફથી લશ્કરનો જમાવ કરવા માંડ્યો. આ વખતે હોલ્કરે મથુરાં લેઇ દિલ્લી લેવા લશ્કર મોકલ્યું, પણ કર્નલ ઓક્ટરલી તથા કર્નલ બર્નસે આઠ દિવસ સુધી બાહાદુરીથી લઢાઇ કરી હોલ્કરને હરાવ્યો તા૦ ૧૫ મી અક્ટોબર. હવે હોલ્કરે આસપાસના દેશનો નાશ કરવા માંડ્યો. તેથી લેક સાહેબે પોતાના લશ્કરની બે ટુકડી કરી જનરલ ફ્રેજરને તેની પાછળ મોકલ્યો. હોલ્કરે કોઇ ઠેકાણે ઊભા ન રહેતાં દોડ કરી, તો પણ તે જ્યાં જાય ત્યાં અંગ્રેજો ઉભાજછે. છેવટે એક દિવસે લેક સાહેબને ખબર મળી કે શત્રુ અહીંથી વીશ ગાઉ ઊપર ફરૂકાબાદમાં પડ્યાછે, એ સાંભળી રાતે લાંબી મજલ કરી વહાણું વાતાં તેઓ ઊંઘતા હતા, તે વખતે જઇ પહોંચ્યો. ગોળીના મારથી તેમને ખબર પડીકે જેમ નસાય તેમ નાસવા માંડ્યું તા૦ ૧૭ મી નવેંબર. આ અરસામાં તા૦ ૧૩ મી નવેંબરે ફ્રેજરસાહેબે દીગ કીલ્લા ઊપર હલ્લો કર્યો, દારૂણ યુદ્ધ થતાં ફ્રેજરને ઘા લાગવાથી પડ્યો. તેની જગા કર્નલ મોનશાનને મળી, તેણે આવી મોરચાં બાંધી શત્રુ ઉપર ભારે જોસથી હલ્લો કર્યો, એટલે તે નાશી કીલ્લામાં ભરાયા. આ પછી તરતજ મોનશાન લેક સાહેબને મળ્યો ને તે બંને જણાએ તેમને જુદે જુદે ઠેકાણે હરાવી તેમનું લશ્કર વીખેરી

નાખ્યું. આ અરસામાં દક્ષિણમાં કર્નલવાલીસે ચંદોર તથા જુન્ના વીગરે હોલ્કરના તાબાનાં સ્થળો જીતી લીધાં; અને કર્નલ મરેએ બધો માળવા પ્રાંત જીતી લીધો હતો. આણી તરફ લેક સાહેબે દીગ કીલ્લાને ઘેરો ઘાલી તા૦ ૨૩ મી ડીસેંબરે તે જીતી લીધો. દીગ કીલ્લો ભરતપુરના રાજાનો હતો તેણે હોલ્કરને મદદ કરી, માટે તેને શીક્ષા કરાવા સારૂ ભરતપુર ઉપર લશ્કરે કુચ કરી. તે કિલ્લો મજબુત બાંધેલો તથા ચઢવાને કઠણ હોવાથી અંગ્રેજી લશ્કરને કેટલીકવાર પાછું પડવું પડ્યું. વળી હોલ્કરે આ ઘેરામાં હરકત થાય માટે અમીરખાં નામે બહુ નિર્દય માણસને મોકલ્યો હતો, તેણે અંગ્રેજી રાજનાં કેટલાંક ગામડાં બાળ્યાં તથા ખેતરો ઉજડ કરવા માંડયાં પણ અંગ્રેજી ફોજે તેનો જ્યાં જાય ત્યાં કેડો લેઇ નાશ કર્યો. આણી તરફ લોર્ડ લેકે જાણ્યું કે હલ્લો કરી કીલ્લો લેવાશે નહીં, માટે કિલ્લામાંથી કોઇ નીકળી શકે નહીં એવી રીતે બંદોબસ્ત કર્યો, અને હોલ્કર કંઇ મદદ કરતો નથી, એવું જાણી લઢાઇથી કંટાળી ભરતપુરનો રાજા શરણ થયો તેથી સલાહ થઇ; તેમાં એમ૰ ઠર્યું કે રાજાએ લઢાઇના ખરચ બદલ વીસ લાખ રૂપીઆ આપવા તથા તેને અંગ્રેજે પેહેલાં આપેલો મુલક પાછો આપવો ને સારી વર્તણુક માલમ પડે ત્યાં સુધી દીગ કિલ્લો અંગ્રેજોને તાબે રહે તા૦ ૧૭ મી અપ્રેલ ૧૮૦૫. ભરતપુર લેવામાં ઉપર પ્રમાણે ઢીલ થયાથી સિંદ્યા કે જેની સાથે પાછલા પ્રકરણમાં સલાહના કોલકરાર થયા હતા તેના પગમાં જોર આવ્યું, ને તે હોલ્કરને મળી ગયો તેથી લોર્ડ લેક ભરતપુરના ઘેરામાંથી પરવારી બંનેના સામો ચાલ્યો, ને તેમનાં એકઠાં મળેલાં લશ્કરને પાછાં હઠાવ્યાં તા૦ ૨૧ મી અપ્રેલ. આ અરસામાં માર્કિર્સ વેલ્સલીની જગાએ માર્કિર્સ કાર્નવાલિસ

બુઢો તથા અશક્ત ગવરનર જનરલ થયો તા૦ ૩૦ મી જુલાઇ ૧૮૦૫. તેને એવી સુચના મળી હતી કે હોલ્કર સાથે સલાહ કરવી, પણ તે આવી લાર્ડ લેકને મળવા જતો હતો, તેવામાં કાશી પાસે ગાજીપૂરમાં તેનું મરણ થયું તા૦ ૫ મી અક્ટોમ્બર. તેથી કૌન્સીલનો વડો સભાસદ સરજાર્જ બાર્લો ગવરનર જનરલ થયો. તેણે કાર્નવાલીસના વિચારને મજબૂતી આપી સિંદ્યા તથા હોલ્કર સાથે સલાહ કરવાને કહેણ મોકલ્યું. સિંદ્યાએ તરત સલાહની હા કહ્યાથી ૩ જી નવેંબરે તેના લાભમાં સલાહ થઇ તે એવી રીતે કે ગ્વાલીયરનો ગઢ તથા ગોહદના રાણાનો કેટલોક મુલક તેને આપવો. બાકીના ઠરાવ વેલ્સલી સાહેબ સાથે થયા હતા તે બાહાલ રહ્યા. હજુ હોલ્કર નમ્યો નહોતો તે શીખ તથા અફગાન લોકની મદદને માટે પંજાબ તરફ નાઠો, પણ ત્યાં મદદ નહીં મળ્યાથી અંતે શરણ થવું પડ્યું. તેની સાથે સલાહ કરવી એવો ગવરનર જનરલનો મત હતો. તેથી સલાહ થઇ તેમાં એમ ઠર્યું કે ચંબલાની ઊત્તરના મુલક ઉપરનો તથા બુંદેલ ખંડ અને પૂના વિગેરે બાબતનો હક હોલ્કરે છોડવો, તથા અંગ્રેજને પૂછ્યા વગર ગોરા લોક ચાકરીમાં રાખવા નહીં, અને સરજેરાવ ઘાટગાને મદદ આપવી નહીં, તથા લઢાઇમાં લીધેલો મુલક પાછો આપવો, ને ઠરાવેલા રસ્તે થઇ ઇંદોર જવું. બાર્લો સાહેબે આ કરતાં પણ વધારે અઘટિત કામ કર્યાં તે એવી રીતે કે જયપૂર તથા બુંદીના રાજાઓએ ચાલતી લઢાઇમાં ખરો સ્નેહ ભાવ જણાવ્યો હતો, તેમની પાસેથી હોલ્કરે ખંડણી વિગેરે લેઇને તેમનું ગમે તેમ કરવાને તેને છુટી આપી, તથા નર્મદાની ઊત્તરના મુલકનું ધણીપણું છોડી દીધું, અને ભરતપૂર તથા માચ્છરીના રાજાને સહાય આપવી નહીં. આ પ્રમાણે હાથમાં આવેલું આખા હિંદુસ્તાનનું ધણી-

પણું છોડી દીધું. આ વાતો કોઇને ઠીક લાગી નહીં અને અંગ્રેજો તથા દેશી રાજાઓમાં અપકીર્તી થઇ. આગળ વેહેલો-જયરાવંતરાવ હોલ્કર ગાંડો થયો. તે મરતાં સુધી એવોજ રહ્યો ૧૮૧૧.

પૂનરાવર્તક માટે પ્રશ્ન.

હોલ્કરની સાથે શા કારણથી લઢાઈ થઇ ને તેનું ટુંકુ વર્ણન? સિંધ્યા સાથે લઢાઇ થવાનું કારણ ને તેનું વર્ણન? રામપૂર, ભરતપૂર, દીગ, દિલ્હી, ગાજીપૂર વિગેરે ઠેકાણે શા બનાવ બન્યા તે વિગતવાર જણાવો. અમીરખાં, મોનશન, કર્નલમરે, વાલીસ, લેક તથા સર જોર્જ બાર્લો વિશે તમે શું વાંચી ગયા.

# प्रकरण १६ मुं.

## सर ज्यार्ज बार्लो तथा लार्ड मिन्टोनी कार्कीर्दी.

इसवीसन १८०६ थी १८१३ सुधी.

સર જ્યાર્જ બાર્લોના વખતમાં અંગ્રેજી રાજમાં સમાધાની થઇ હતી, પરંતુ તેણે દેશી રાજાઓના કામમાં હાથ ન ઘાલ્યો, તેથી ત્યાં વારંવાર લઢાઇઓ ચાલુ થઇ હતી. એવામાં મદ્રાસમાં લાર્ડ વિલીયમ બેંટીંક ગવરનર જનરલ હતો, ત્યારે ફોજે નવી તરેહની ટોપીઓ ઘાલવી તથા દાઢીઓ મુડાવવી અને ધર્મભેદ ન રાખી ટીલું કરવું નહી. આ કારણોથી આપણને બધાને ખ્રિસ્તિ કરશે એવા તરેહવાર ખુટા ઊઠવા માંડયા ને ફોજમાં ફિશાદ થયો, વળી અધુરાંમાં પુરૂં વેલોરમાં ટિપુના છોકરા કેદમાં હતા

તેઓ પણ મળી ગયા તેથી બખેડો વધ્યો. તા૦ ૧૦ મી જુલાઇ ૧૮૦૬ ને રોજ મળસકામાં બંડખોર છાવણીમાં ફરી વળ્યા, અને સવાર થતાં ૧૧૩ ગોરા, ઇંગ્લીશ સરદાર તથા બીજા ઘણા ગોરા લોકને માર્યા પણ તેજ દિવસે આર્કાટથી ૪૦૦ માણસ લેઇ કર્નલ ગીલસ્પી આવ્યો. તેણે બંડખોરોમાંથી આશરે ૩૫૦ લોકોને મારી પાડી સમાધાની કરી, ને આવું તોફાન ફરીથી ન થાય માટે ટીપુના છોકરાને વેલોરમાંથી કાઢી કલકત્તે મોકલ્યા, અને બીજા બંડખોરોને તેમના ગુના મુજબ શીક્ષા કરીને શેહેરવેશનો ધારો ફેરવ્યો. આ કારણથી એકલા વેલોરમાં બંડ થયું હતું તેમ નહીં પણ સિકંદરાબાદ, વલાજાબાદ, નંદીદુર્ગ વિગેરે ઠામના લશ્કરી લોકોની ફીતુર કરવાની મરજી થઇ હતી પણ અધિકારીઓની વિવેક બુદ્ધિથી તથા ધિરજથી સમાધાની રહી. આ અરસામાં નવો ઠરેલો ગવરનર જનરલ લાર્ડ મિન્ટો આવી પહોચ્યો, અને જોર્જ મદ્રાસનો ગવરનર જનરલ ઠર્યો. મિન્ટોનો મત પણ બાર્લોની પેઠ રાજ ચલાવવાનો હતો, પણ થોડીવારમાં જણાયું કે દેશી રાજાઓને સહાય નહીં કરીએ તો આપણને ઘણી પ્રકારે હાની થશે ને રાજનો પાયો મજબુત રેહેશે નહીં. એમ વિચારી વરાડના રાજમાં આગળ કહેલો અમીરખાં લુંટ ચલાવતો હતો તેને રોકવાને લશ્કર મોકલ્યું તથા નીઝામના દરબારમાં મન ગમતો પ્રધાન રાખ્યો. આ અરસામાં રૂશીયન લોક હિંદુસ્થાન ઉપર ચઢી આવેછે એવો ભય જણાયાથી અફગાનીસ્તાન તથા ઇરાનના દરબારમાં એલચી મોકલ્યા. અફગાનીસ્તાનમાં માંહો માંહે ટંટા ચાલતા હતા તેથી ત્યાં કાંઈ વળ્યું નહીં, પણ ઇરાનમાં મોકલેલા વકીલોનું કામ સફળ થયું. બાર્લો સાહેબ મદ્રાસમાં પણ કર કસરનો ખરચ કરવાથી અળખામણો થઇ

પડ્યો. આ કારણથી લશ્કરી લોકો બેદીલ થયા અને દહાડે દહાડે બેદીલી વધતી ચાલી. તેવામાં કર્નલ મનરો સાહેબે લશ્કરી અધિકારીઓને અપમાન થાય એવું લખાણ કર્યું તેથી સેનાધિપતિ મેકડોવેલે તેને કેદ કર્યો. ગવરનરે તેને છોડાવ્યો તેથી મેકડોવેલ સાહેબ રાજીનામું આપી વિલાયત ગયો. આગળ વધારે બેદીલી થઇ મછલીપટ્ટણ, શ્રીરંગપટ્ટણ, તથા સીકંદરાબાદમાં બંડો ઊઠયાં, પણ સવેળાએ પુનાના રેસીડેન્ટ કર્નલ કલોઝનની મદદથી તથા પછીથી ગવરનર જનરલ મદ્રાસ આવ્યા તેથી સમાધાની થઇ. લાર્ડ મીન્ટોના વખતમાં વઢવાડો ચાલી હતી, તોપણ હિંદુસ્તાનના લશ્કરો પર રાજ્ય સાથે લડાઈમાં રોકાયાં હતાં; તેના વખતમાં જાવા, બુર્બન, તથા આઇલઆવ ફ્રાન્સ વિગેરે બેટ લેઇ દેશી લશ્કરે આ દેશમાં જેવું શૂરવીરપણું તથા સ્વામીભક્તિ બતાવી હતી તેવી પરમુલકમાં પણ બતાવી. લાર્ડ મિન્ટો વિલાયત ગયો તે વખત હિંદુસ્તાનમાં શાંતી હતી, પણ તે ઝાઝા દિવસ નહીં ચાલે એવું જણાતું હતું, કેમકે તે વિલાયત પોંહોંચ્યા પછી થોડી મુદતમાં નેપાળના બગડાણી તથા પહાડી દેશમાં વસનારા નેપાળી લોકની સાથે સીમાડા બાબત ટંટો ઊઠયો. તેનો બંદોબસ્ત કરવા એક નાનું લશ્કર મોકલ્યું તેણે ગુરખાઓને હરાવ્યા પણ મોટી લડાઇ કર્યા વિના છુટકો નહોતો. આ અરસામાં બ્રહ્મી લોક સાથે ચિતાગંગની સરહદ ઉપર લઢાઇ ચાલતી હતી એટલુંજ નહીં પણ મધ્ય હિંદુસ્તાનમાં એક નવો શત્રુ ઊભો થયો હતો, જે વિષે આગળ કહેવામાં આવશે આ પ્રમાણે લાર્ડ મીન્ટો ગયો ત્યારે લડાઇઓ થવાની વકી હતી.

પૂનરાવર્તક માટે પ્રશ્ન.

બાર્લો સાહેબની રાજરીતીથી અંગ્રેજોને શી શી હરકત પડી તે જણાવો? લાર્ડ મીન્ટોની કારકીર્દીનું વર્ણન કરો. વેલોરમાં બંડ થવાનું શું કારણ હતું ને તેનું પરિણામ જણાવો?

---

## प्रकरण १७ मुं.

### मार्किवस आफ हेस्तिंगसनी कार्कीर्दी अने नेपाळ साथे लढाई. इ० स० १८१३ थी १८१७ सुधी.

લાર્ડ મિન્ટો પછી મોટો ઊંચે માર્કિવસ આફ હેસ્તિંગ્સ ગવરનર જનરલ ઠરી તા૦ ૪ થી અક્ટોમ્બર ૧૮૧૪ માં કલકત્તે આવ્યો. તેને આવતાં વાંતજ નેપાળ સાથે લઢાઇની તૈયારી કરવી પડી કેમકે તે માસમાં તેમની અને અંગ્રેજની વચે સલાહનું કહેણુ ચાલતું હતું. તેવામાં ગુરખા લોકે બોટવાળની સીમાપર રાખેલા લસ્કરના ઉપર હલો કરી નાશ કર્યો. આવી રીતનું અપમાન અંગ્રેજથી સાંખી રહેવાયું નહીં ને તાકીદે મોટું લશ્કર એકઠુ કરવા માંડ્યું. પરંતુ રૂતુ અનુકુળ નહીં હોવાથી તરત લઢાઇ ચલાવી શકયા નહીં. આ અરસામાં ગવરનર જનરલ જાતે ઊપરના પ્રાંતોમાં ગયો તથા પિંઢારા જે બંગાળાની નૈરૂત્ય તથા દક્ષિણની ઊત્તરના પ્રાંતમાં ધાડો પાડતા હતા તેમનો બંદોબસ્ત કરવા ઊપાય કર્યો. નેપાળ દેશને પહાડને લીધે ઈશ્વરી રખવાળુછે, કેમકે પૃથ્વીમા ઊંચામાં ઊંચા પર્વત ત્યાં આવેલા રહ્યાછે. તેના કોતરોને ચઢાવ ચઢીને તેના રહેવાસી લાકડાના કોટ કરી લઢતા હતા,

તેમની જોડે લઢવું અંગ્રેજી સૈન્યને વસમું પડ્યું. પેહેલી ટુકડીના ઉપરી કર્નલ ઓક્ટરલોનીએ પશ્ચિમ બાજુથી હુમલો કરવો, જનરલ ગીલેસ્પીએ નેપાળમાં જઈ જૈટક કીલ્લા ઉપર હુમલો કરવો, જનરલ વુડે કાશી તથા ગોરખપુર થઈને બુતવાલ પ્રાંતમાંથી પાલપા સુધી જવું ને ચોથી ટુકડીના સેનાધિપતી જનરલ માર્લીએ નેપાળની રાજધાની ખટમંડુ ઊપર ચઢાઈ કરવી. બીજી ટુકડીએ તા૦ ૨૯ મી અક્ટોબર ૧૮૧૪ માં લઢાઈનો આરંભ કરી કલંગાપર હલ્લો કર્યો. તે કીલ્લો ઊંચા ડુંગર ઉપર હતો, ને તેમાં છસેં માણસ હતાં. તેના ઉપર બે ટોળીઓ કરી ચાલ કરી, પણ તેમાં અંગ્રેજોને પાછું હઠવું પડ્યું. ગીલેસ્પી સાહેબે નીસરણીઓ મુકી ચઢવાનું કર્યું તથા દરવાજો ભાગી પેસવા માંડ્યું, પણ શત્રુઓએ અતિશય મારો ચલાવી પાછા હઠાવ્યા. આ હારથી ચીઢઈ ગીલેસ્પીએ નક્કી કર્યું કે કાંતો કીલ્લો લેવો કે કાંતો મરવું. ત્રેપનમી પલટણને લેઇ તે આગળ ચાલ્યો, ને ભર જોસથી લડાઇ ચાલી. તેમાં તે ગોળી વાગવાથી મુઓ ને અંગ્રેજોને પાછા હઠવું પડ્યું. ગીલેસ્પીની જગાએ જે ર્હ્યો તે હુમલા કરવા જોગો સામાન આવતા સુધી પડાવ નાંખી રહ્યો. તોપો વિગેરે આવી પહોંચ્યું કે હલ્લો કર્યો, ને કિલ્લામાં પેઠા. પણ તીર, ભાલા અને પથરાઓનો શત્રુઓ તરફથી મારો ચાલ્યો તે નહીં ખમાયાથી હારી બહાર નિ-કળવું પડ્યું. આણી તરફ ગુરખાઓએ પણ તે કિલ્લો મુકી દીધો પછી થોડીવારે જૈટક કિલ્લા ઊપર અંગ્રેજો ચાલ્યા તા૦ ૨૭ મી ડિસેમ્બર ૧૮૧૪. આ કિલ્લો એક ઊંચામાં ઊંચા શિખર પર હતો ને તેને ફરતો લાકડાનો કોટ હતો. કિલ્લાની બહાર કુવો હતો તેમાંથી કિલ્લેદારોને પાણી લેવાનું હતું તેથી તેના ઊપર મજબુત મોરચો બાંધ્યો હતો તે લેવાની જનરલની

મરજી થઇને હલ્લો કર્યો, પણ તેમાં કાંઇ ચુક થયાથી પાછું હ ઠવું પડયું. પૂર્વે ગએલી ત્રીજી ટુકડી પણ હારી હતી તોપણ પેહેલી ટુકડીના ઊપરી કર્નલ ઓકટરલીએ ગુરખાના સરદાર અમીરસીંગને હરાવ્યો. અને નવલગઢ લેવાને મેહેનત કરી તા૦ ૫ મી નવેંબર. આ કિલ્લો લેઇ અંગ્રેજો રામગઢ પર ચાલ્યા. આ કિલ્લો લેતાં હરકત પડશે એમ ધારી ઓકટરલીસાહેબ ડાબી તરફ એક ટેકરા ઊપર મુકામ નાંખી રહ્યો. આ ઠેકાણેથી શત્રુની બધી તૈયારી જોવામાં આવતી હતી. અહીં આગળ તેણે કલંગા આગળ બીજી ટુકડી હાર્યાની ખબર મળી તેથી પોતે પણ હલ્લો કરવાનો બંધ રાખી પડાવ નાંખી રહ્યો. આ જનરલની ટુકડીમાં બીજાં માણસો આવી મળ્યાથી થોડાં જણને રામગઢમાં મૂકી તે માલુન તરફ ચાલ્યો. આ ઠેકાણે અમીરસીંગ પણ આવ્યો હતો. અંગ્રેજોએ કિલ્લાને ઘેરી લીધો અને બીલાસપૂરનો રાજા શરણે આવ્યો તેની જોડે મળી ગુરખાનાં કેટલાંક થાણાં જીતી લેઇ માલુન પર હલ્લો કર્યો તા૦ ૧૫ મી અપ્રેલ ૧૮૧૫-દારૂણ યુદ્ધ થતાં ગુરખાઓએ બહુ બહાદુરી કરી તોપણ અમીરસીંગ મરાયો ને તેમને કિલ્લામાં જવું પડયું. આ અરસામાં નાના લશ્કરે કુમાયુન પ્રાંત જીતી લીધો. અંગ્રેજોની આ પ્રમાણે જીત થતી જોઇ રાજા સલાહ કરવા કબુલ થયો, પણ મંત્રીના કહ્યાથી તે વાત પેશ ગઇ નહી, તેથી લશ્કરો રાજધાની પર ચાલ્યાં.' જનરલ ઓકટરલી કે જેના કામથી સરકારે ખુશી થઈ નાઇટની પદવી આપી હતી તે આવેળા સેનાધિપતિ હતો. તે આડ અવળે રસ્તે થઇ છાતી વરામ ટેકરા ઓળંગી તથા સાંકડાં કોતરોમાં થઇ ગુરખાઓના કિલ્લા લેતો મકવાનપૂર આવ્યો. આ ઠેકાણે એક કટ્ટો ઝગડો થયો તેમાં ગુરખાની હાર થઇ તા૦ ૨૮ મી ફેબ્રુઆરી ૧૮૧૬.

આણીગમ કર્નલ કેલીએ હીરપૂર જીતી લીધું. મકવાનપૂર જીતાયું અને એક પછી એક અંગ્રેજનો જય થાયછે એવું જોઈ ગુરખા સરકારે સલાહનું કહેણ મોકલ્યું. તેમાં એવો ઠરાવ થયો કે જીતેલા મુલકમાંથી કેટલોક મુલક નેપાળના રાજાને પાછો આપવો તા૦ ૧૨ મી માર્ચ ૧૮૧૬. આ લડાઈનો અંત આ વેળા આવ્યો તે ઘણું સારૂ થયું કેમકે મધ્ય હિંદુસ્તાનમાં આ વખતે અતિશય ખટપટો ચાલતી હતી. પેશવા, સિંધ્યા, ને બીજા મરેઠા સરદારો મોટી મોટી મસલતો કરતા હતા. પિંઢારા તથા બીજા લંૂટારા કે જે પેહેલાં પર હદમાં લુટતા હતા તેમણે હવે અંગ્રેજી રાજમાં પગ ઘાલ્યો હતો. આ પિંઢારા મરેઠા લશકરમાં લઢાઈઓ ચાલતી હતી તે વખતે ભાડુતી નોકર હતા, પરંતુ તે રાજ્યની જ્યારે પડતી આવી ત્યારે તે લોકો જાૂદાં જાૂદાં ટોળાં બંધાઈ એક નાયકના હાથ તળે રહી પોતાનું કામ કરવા લાગ્યા. આ વખતે તેમના નાયક ચીઠુ, કરીમખાન, ને દોસ્ત મહમદ નામે હતા તેમના દરેકના તાબામાં પુષ્કળ સ્વાર હતા. આ પિંઢારા લોક એક નાયકના તાબામાં હમેશાં રહેતા નહીં, પણ જે વધારે લંૂટ મેળવે તેના તરફ જતા. આ લોક દસરા ઉપર ઠેરવેલાં ઠેકાણે ભેગા થઈ મસલત કરતા કે આપણે કયા ભાગમાં જઈશું તો વધારે લંૂટ મળશે. તેમના લશ્કરમાં જાૂદી જાૂદી જાતના નવરા લડવૈયા તથા પૈસાના લોભીયા લોક મળ્યા હતા. તેઓ ધાડો પાડી ઘર બાળતા તથા પૈસા બતાવે તેને માટે માણસોને રાખતા, મરચાના તોબરા બાંધી તથા હરેક રીતે નિર્દયપણું કરી પૈસા કઢાવતા. તેમનો પેહેરવેશ તથા હથીયાર વિગરે સામાન એવો હલકો હતો અને ઘોડા એવા કશેલા હતા કે રોજ પચાસ સાઠ ગાઊ ચાલી શકતા હતા. તેમને લઢવાનો પ્રસંગ તો

ભાગ્યેજ આવતો કેમકે સૈન્ય દીઠું કે તેઓ નાઠાજ છે. આ લોકો પેશવા, સિંધ્યા અને બીજા દેશી રાજમાં નુકશાન કરતા પણ લઢાઇ વખતે કામના છે એમ સમજી આશ્રય આપતા ૧૮૧૫ માં ગુરખા સાથે લઢાઇ ચાલતી હતી તે વખતે તેમના નાયક ચીટુએ મછલીપટ્ટણ પર સ્વારી કરી તથા બીજી વખતે ગંતુર લૂટ્યું. અને કડલાફને ઓળંગી દશ દિવસમાં તેમણે ત્રણસેં ગામમાં સત્યાનાશ વાળ્યું. આણીગમ અંગ્રેજ લોક પણ તેમને ચારે તરફથી ઘેરવાને મંડ્યા હતા, તા૦ ૨૬ મી ડીસેમ્બર ૧૮૧૬ માં મેજર લાશીંગટને પિંઢારાની મોટી ટુકડી ઉપર ચઢાઇ કરીને સાતસેં આઠસેંનો ઘાણ કાઢી નાંખ્યો. અને પાછળ પડી તેમને ચારેગમ નશાડ્યા. ૧૮૧૭ ના અકટોબરમાં આ નિર્દય શત્રુઓનો ઘાણ કાઢવાને પુરતી તૈયારી થઇ મદ્રાસના સેનાધિપતિ સર ટામસ હિસ્લોપના હાથ તળે પાંચ ટુકડીઓ પાડી દક્ષિણમાંથી નર્મદા તરફ ચાલી. પૂના, નાગપુર, તથા હૈદરાબાદ પાસે થોડાં થોડાં માણસ મુક્યાં હતાં, ગુજરાતના લશ્કરે દક્ષિણના લશ્કરને મળવું એવો વેત કર્યો હતો આ પ્રમાણે ૧૧૩૦૦૦ માણસ હતું. હવે પિંઢારાને એકે તરફ નાસવાનું રહ્યું નહીં ને મરેઠા બંડ કરેતો તેમનો પણ નાશ કરવો એમ નક્કી કર્યું હતું. એવામાં મરેઠા સાથે લઢાઇ ચાલી.

## પૂનરાવર્તક માટે પ્રશ્ન

નેપાળની સાથે લઢાઇ થવાનું કારણ શું ને તેનુ ટુંકુ વર્ણન? પિંઢારા અસલ કોણ હતા ને તે શું કરી પોતાનું ગુજરાન ચલાવતા હતા તેનુ વર્ણન? કલંગા, જૈટક, માલૂન, નવલગઢ એ ઠેકાણે શા બનાવો બન્યા. ગીલેસ્પી, ઓકટરલી, કેલી, અમીરસીંગ અને સરટામસ હિસ્લોપ વિશે તમે શું વાંચી ગયા?

# प्रकरण १८ मुं.

## पेशवा तथा भोंसलानो छळभेद,

### इ० स० १८१५ थी १८१७ सुधी.

બાજીરાવ પેશવાએ લાચારીએ વસાઇના કરાર ઉપર સહી કરી હતી; પણ આથી આપણું સ્વતંત્રપણું ગયું તે મેળવવા અંદરખાને મેહેનત કરવા લાગ્યો. તેણે નાના જાગીરદારોને તોડી ખજાનામાં પાંચ કરોડ રૂપીયા ભેગા કર્યા તથા ફોજનો જમાવ કરવાનો પ્રયત્ન કરવા લાગ્યો. ઉપરથી અંગ્રેજ રેસીડેન્ટના કહ્યા પ્રમાણે ચાલતો તથા તેમનાથી બિતો હોય એવું ડોળ દેખાડતો પણ અંદરથી સિંધ્યા તથા વરાડનો સુબો અંગ્રેજનો નાશ કરવાને મસલત કરતા હતા તેમના મતને મળતો હતો અને નેપાળની લડાઇનું પરિણામ કેવું થાયછે તેની રાહા જોતો હતો. ગાયકવાડને ને પેશવાને ખંડણી બાબત વાંધો ચાલતો હતો તેનો નીવેડો કરવા અંગ્રેજ સરકારની બાંહ્યધરીથી ફતેસિંહ ગાયકવાડે ગંગાધર શાસ્ત્રી પટવર્ધનને સન ૧૮૧૪ માં પુને મોકલ્યો. તેને પેશવાએ કેટલાક દિવસ ફોગટ ગળવ્યા પછી પંઢરપુરના પ્રખ્યાત દેવળમાં ત્રિંબકજી ડેંગ્લાએ મરાવ્યો. આ કામ પેશવાની શિખવણીથી થયું હશે એમ પક્કી રીતે ભાસવા લાગ્યું. ત્રિંબકજી ડેંગ્લા નિંચ કુળમાં જનમેલો હતો તે બાજીરાવની મેહેરબાની મેળવી ધીમે ધીમે મોટે દરજે ચઢયો હતો તેણે આ કામ કર્યું એ નક્કી કરીને પૂનાના રેસીડેન્ટ એલફીસ્ટન સાહેબે પેશવાને લખ્યું કે તમારે ત્રિંબકજીને અમારે હવાલે કરવો પેશવાએ થોડી રકઝક કર્યા પછી તેને સ્વાધીન કર્યો. તેથી તેને મુંબાઇ પાસે થાણામાં કેદ કર્યો.

ત્યાં તેને છોડવવાને તેના માણસોએ મેહેનત કરી એક માણસ ૫લટણના સાહેબ પાસે રાવતનો વેષ લેઇ નોકર રહ્યો. આ સાહેબનો ઘોડો બાંધવાની જગ્યાએ ત્રિંબકજીને કેદ કરેલો હતો ત્યાં પેલો માણસ રોજ મરેઠીમાં ખ્યાલ હવા ગાતો હતો, આ છળભેદ તુરતવેળા તો જણાયો નહીં પણ એક વખતે કેદીની ઓરડી તપાસતાં તે નાશી ગએલો માલમ પડ્યો તે ઉપરથી પ્રપંચ જણાયો ને ધાર્યું કે તેનું ગાવું ત્રિંબકજીને નાશી જવાને નથી બંડ કરવાને ખબર આપવાને સુચવતું હતું ત્રિંબકજી ડુંગરામાં નાશી ગયો. તેણે દિવસે દિવસે માણસોનો જમાવ કરવા માંડ્યો. તેને પેશવા અનુકુળ છે. એ બધી વાત રેસિડેન્ટ એલફીન્સ્ટન સાહેબે પેશવાને કહાવ્યું કે તમારે ત્રિંબકજીને અમારે સ્વાધીન કરવો તથા ત્રણ મોટા કિલ્લા આપવા. આ વાત માન્ય કરવાને એક દિવસની મેહેતલ આપી, અને પોતે આ પ્રમાણે કર્યા વગર મૂકનાર નથી એવી ખાતરીને માટે અંગ્રેજી સૈન્ય શેહેરની આસપાસ એકઠું થવા લાગ્યું. બાજીરાવે ચો તરફથી વિચાર કરી તે વાત માન્ય કરી. ત્રિંબકજીને પકડી આપે તેને મોટું ઇનામ આપવામાં આવશે તથા તેની મિલકત જપ્ત કરી અને કિલ્લા રેસિડેન્ટના તાબામાં સોપ્યા. પેશવાના હમણાંનાં કેટલાં કામ જોઈ ગવરનર જનરલનો વિશ્વાસ તેનાપરથી ઉઠ્યો, અને તેમાણે વસાઇનો કરાર રદ કરી નવા કરાર કરવાનો ઠરાવ થયો, તેમાં એવું થયું કે તેનું કપટ ઉઘાડું પડે, તથા બીજા મરેઠા જોડે તેને ટુટ પડે અંગ્રેજી છાવણીને માટે વધારે ખરચને પેટે પ્રાંત આપવાની જરૂર પડી, તથા રેસીડેન્ટને પૂછ્યા સિવાય કોઇ પણ દરબાર જોડે પત્ર વેહેવાર રાખવો નહીં. આ કરાર ઉપર સહી કરવાને તેને ઘણા સંકલ્પ વિકલ્પ થયા, પણ તે વિગર છૂટકો નહોતો તેથી

છેલ્લે તા૦ ૧૮ મી જુને કરાર નામપર સહી કરી, આ પ્રમાણે તેણે કર્યું ખરૂ પણ અગાઉ કરતાં અંગ્રેજો ઉપર વધારે દ્વેષ રાખી વધારે ગુપીપણે છળભેદ કરવા લાગ્યો. તેણે પિંઢારા બંદોબસ્તનું બહાનું કાઢી મોટું લશ્કર એકઠું કરવા માંડ્યું, તથા અંગ્રેજી દેશી લશ્કરને લલચાવા માંડ્યું. આ વખતે પૂનામાં ઘણું થોડું લશ્કર હતું તોપણ રેસીડેન્ટે જનરલ સ્મીથને એક ટુકડી આપી પિંઢારાપર મોકલ્યો પણ તેને એવું કહેલું હતું કે તમને મારા કાગળ બરોબર ન મળેતો પાછા ફરવું. પૂના એક નાની નદી ઉપરછે નદીના બીજા કિનારા ઉપર છાવણી છે. ત્યાંથી બે અઢી મૈલને છેટે નદીનો પ્રવાહ વાંકો વળેછે ત્યાં આગળ ખડકી નામે નાનું ગામછે. તે ઉપર બાજીરાવે એકાએક હલ્લો કર્યા તે વખતે અંગ્રેજી લશ્કરમાં ૨૮૦૦ માણસ હતું તથા શત્રુનું દળ ૨૫૦૦૦ કરતાં વધારે હતું. હલ્લો થયો અને બંડખોરો રેસીડેન્ટના બંગલામાં પેઠા ત્યારે તે નદીના આરામાં હતો તે ઉતાવળે ખડકી અંગ્રેજી સૈન્ય હતું તેને મળી ગયો. રેસીડેન્ટ આવ્યો કે લડાઇની શરૂઆત થઇ એક કટ્ટો ઝગડો થયા પછી અંગ્રેજી સૈન્યે ખડકીમાં આવી પડાવ નાંખ્યો અને મરેઠા પોતે રોકેલી જગાપર જઈ રહ્યા. તા૦ ૫ મી નવેંબર ૧૮૧૮. આણી તરફ જનરલ સ્મીથને રેસીડેન્ટના પત્ર બંધ થયા કે તે પણ પૂનામાં થઇછે એમ ધારી પાછો વળ્યો તેના આવ્યા પછી ચાર દિવસે તે મરેઠી છાવણીપર ગયો તો માલમ પડ્યું કે તે છાવણી મૂકી જતા રહ્યાછે પેશવા પણ અંગ્રેજી સૈન્યનો તાપ ન સહેવાયાથી સ્તોવાઇ નાઠો તેથી પૂના લેતાં કાંઇ હરકત પડી નહીં. આ વાત બનેછે કે નાગપૂરમાં ગરબડ ઉઠી કેમકે જનરલ વેલ્સલી ૧૮૦૩ હરાવેલો રાઘોબા સન ૧૮૧૫ માં મરણ પામ્યો. તેની ગાદીએ તેનો પુત્ર બેઠો તે દાધારંગો હતો

તેથી અંગ્રેજની સાહાયથી આપાસાહેબ તેનો પ્રતિનિધી થયો. તેણે પોતે અંગ્રેજી દોસ્તી કરવાનુ ઠીક વિચાર્યું તેથી બીજા રાજા જોડે સલાહ થઇ હતી તેમ એની જોડે પણ ઠરાવ થયો કે અંગ્રેજી છાવણી નાગપૂરમાં રહે ને તેનું ખરચ રાજા આપે. બાળ રાજા થોડી વારમાં મરણ પામ્યાથી આપાસાહેબને ગાદી મળી. તેને ગાદી મળતાં પેશવા કે જેણે અંગ્રેજો જોડે ઉઘાડી શત્રુતા દેખાડી હતી તેની સાથે કાગળ પત્રનો વહેવાર રાખ્યો તેથી પેશવાએ તેને સેનાધિપતિની પદવી આપી. તેણે પણ બાજીરાવની પેઠ બાનુ બતાવી લશ્કર એકઠું કરવા માંડ્યું. ઉપરથી તે સલાહનું ડોળ દેખાડતો હતો પણ થોડીવારમાં તે રેસીડેન્ટના ઉપર હલ્લો કરવાની તૈયારી કરી હતી. રેસીડેન્ટ જેન્કિન્સ હતો તેણે મદદ માગી તેથી જનરલ ડોવેટન લશ્કર લેઇ નાગપૂર ભણી આવતો હતો, પણ છાવણી થોડા માણસો પૂનાની છાવણી વાળાએ જેમ શુરવીરપણું બતાવ્યું હતું તેમ બતાવાને તૈયારી કરી રાખી હતી. છાવણીની ને શેહેરની વચ્ચે સીતાબલ્દીના નાના ડુંગરની હાર છે. ત્યાં આગળ અંગ્રેજી સૈન્ય તૈયાર થઇ ઉભું હતું. થોડીવારમાં તા૦ ૨૬ મી નવેમ્બરે આરબોએ આવીને ટેકરી ઘેરી લીધી આ વખતે રાજાના બે મંત્રી રેસીડેન્ટ પાસે કોલકરાર કરતા હતા. તેવામાં બંધુકો છુટતી સાંભળી કે કપટ ઉઘાડું પડ્યું. આખી રાત લડાઇ ચાલી સવારમાં જણાયું કે અંગ્રેજો ભારે સંકટમાં છે. આરબોએ જોરાથી દેશી લશ્કર વાળી ડુંગરીપર હલ્લો કરી તેમને હરાવી પોતાની તોપો ઉપર ચઢાવી અંગ્રેજ લોક ઉપર જોસથી તોપોનો મારો ચલાવ્યો. આ વખતે અંગ્રેજોને ભાસવા લાગ્યું કે આપણી હાર થશે પણ કયાપટન ફિટજરાલ્ડે બહાદુરી કરી મરેઠાને પાછા હઠાવી તેમની તોપો ખુંચી લીધી

આ પ્રમાણે જીત થઇ તે જોઇ પેલી બે ટેકરીપરના દેશી લોકો કીકીયારી કરી આરબોપર ધસ્યા ને થોડીવારમાં મોટા દળને થોડા શૂરવીર માણસોએ વીખેરી નાંખ્યું. રાજા આ માટે દિલગીરી જણાવા લાગ્યો, પણ રેસીડેન્ટે કહ્યું કે તમારૂં લશ્કર લઢાઇની જગા નહી છોડે ત્યાં સુધી કાંઇ પણ સલાહની વાત નહીં થાય આથી મરેઠી સૈન્ય તેણે બીજી તરફ કાઢ્યું કે સલાહ થઇ. થોડીવારમાં રેસીડેન્ટને જોઇએ તેવી મદદ આવી કે તેણે રાજાને કહાવ્યું કે તમે અમારી જોડે ઘેર રીતે ચાલ્યા માટે તમારે સૈન્ય નાં હથીઆર લેઇ સેવાને નાગપૂર અમારે સ્વાધિન કરવું. આથી રાજાને ઘણી ઘડ ભાંગ થવા માંડી ને તેણે વાયદા કરવા માંડ્યા પણ તા૦ ૧૫ મીએ તેને કહાવ્યું કે તમારે આટલી મુદતમાં જવાપ આપવો તા૦ ૧૬ મી ડિસેંબરે અંગ્રેજી લશ્કરે મરેઠી છાવણીપર ચાલ કરી રાજા શરણ થયો ને તેણે તોપખાનું સ્વાધિનમાં આપવાને હા કહી અંગ્રેજો લેવા ચાલ્યા પણ તે એમ એસ નહીં મળ્યાથી નાગપૂર પાસે લઢાઇ થઇ તેમાં શત્રુની હાર થઇ ને થોડીવારે શત્રુને વિખેરી નાંખી નાગપૂર જીતી લીધું. આ વખતે જનરલ હાર્ડિમન રેવાથી તે નાગપૂર જવા નિકળ્યો તા૦ ૧૯ મી ડીસેંબર ૧૮૧૭ થોડા આગળ ચાલ્યો કે તેને જીતની ખબર મળી તેથી તે જબલપૂરમાં પડાવ નાંખી રહ્યો. ગવરનર જનરલે નાગપૂરની આવી બાત સાંભળી ત્યારે નકી કર્યું કે રેસીડેન્ટ તેને ગાદીએ બેસાડવા બંધાયો નહીં હોયતો તેને ગાદી આપવી નહીં પણ તે બંધાયલો એટલે ગાદી આપવી પડી તો પણ તેણે છળભેદની વાત છોડી નહીં.

### પુનરાવર્તક માટે પ્રશ્ન.

પેશવા જોડે શા કારણથી લડાઇ થઇને તેનું પરિણામ? નાગપુરનાં વર્તમાનને તેની જોડે શા કારણથી લડાઇ થઇ તથા તેનું પરિણામ જણાવો? બાજીરાવ પેશવા, ત્રિંબકજી ડેંગલા, ગંગાધર શાસ્ત્રી, આપા સાહેબ એલ્ફીસ્ટન, જેન્કિન્સ, જનરલ સ્મીથ, કપ્તાન ફીટજરલ્ડ, જનરલ હાર્ડીમન વિગેરેને માટે તમે શું વાંચી ગયા તે કહો?

---

## प्रकरण १९ मुं.

### पिंढारानो नाश.

इसवीसन १८१७ थी १८१९ सुधी.

યશવંતરાય હોલ્કરના મરણ પછી તેનો પુત્ર મલ્હારરાવ ગાદીએ બેઠો હતો. તે બાળક હોવાથી હોલ્કરની રાખ તુળશીબાઈ કારભાર કરતી હતી. સિંધિયા બંડ કરવાને ઘોળાયાં કરતો હતો પણ માર્કિસ આફ હેસ્ટિંગ્સના વખતમાં સૈન્યનો સારો જમાવ હોવાથી ઉઘાડા ઊઠવાને બિન્યો. તેણે પિંઢારાને આશ્રો આપવાની ના કહી, પણ તેના તાબાના સરદાર બરોબર રીતે વશ થયા નહીં અને તેમણે જણાવ્યું કે અમને છાની રીતે જુદી રીતના હુકમ મળ્યા છે. તુળસીબાઇ તથા બીજા કારભારીઓની અંગ્રેજો જોડે સંપ રાખવાને મરજી હતી પણ આ પક્ષને બીજા કેટલાક ઊમરાવ સામા હતા તેથી ટંટો થયો ને તેમાં તુળસીબાઇનું ખુન થયું, અને તેના મળતીયાને કેદ નાંખ્યા. તથા

લઢવાને એક લશ્કર ઊભું થયું. તેથી ટામસ હિસ્લોપ મા હિદપુરમાં હતો ત્યાં લશ્કર લેઇ ચાલ્યો. આ ઠેકાણે તેમની ને શત્રુની વચ્ચે એક નદીનો આંતરો હતો. આ કાંઠા ઉપર તેમની એક ટોળી હતી તેને હરાવી અંગ્રેજી લશ્કર તોપખાનાથી નદી ઊતરી ભેખડો ઊપર લઢવાને ગોઠવાઇ ઊભા રહ્યા. સર જાનમાલકમે ડાબા પાસેથી શત્રુ પર હલ્લો કર્યો કે તેમના પુર કંપારો છૂટે એવી રીતે શત્રુઓએ તોપોનો મારો ચલાવ્યો, પણ અંગ્રેજી લશ્કર એકદમ આગળ ચાલ્યું ને તોપો લગણ જઇ શત્રુને પાછા હઠાવ્યા. તેઓ પાછા હઠ્યા પણ હાર કબૂલી નહીં અને નદી ઊતરવાની આવી એટલે ત્યાં બીજીવાર ઊભા રહ્યા. તે એટલા સારૂ કે તેઓમાંના ઘણા માણસો નદી ઊતરી રહે. કેમકે તે અંગ્રેજી લશ્કર પાસે આવ્યું કે સામા નહીં થતાં નાશી ગયા. પછી હોલકરનો બધો મુલક વશ થયો ને મલ્હારરાવની વતી કારભાર કરનારની સાથે મંદસુરમાં સલાહ થઇ તેમાં હોલકરનો ઘણો મુલક અંગ્રેજને મળ્યો. હવે પેશવા તથા તેના લશ્કરને પૂઠે ગએલી ટુકડી સિવાય બીજું લશ્કર નવરૂ પડયું હતું. માટે પિંઢારાનો નાશ કરવાના કામમાં આવ્યું. પિંઢારાની ટોળીઓ તેમના સરદાર કરીમખાં અને ચિટુના હાથ તળે હતી. આમાંની કેટલીક માહિદપુરની લઢાઇમાં અંગ્રેજના હાથ દીઠા હતા. કેટલીક જાવદમાં હતી અને કેટલીક ચંબલાની પશ્ચિમે નાશી ગઇ હતી. આણી તરફ અંગ્રેજી ટુકડીઓ તેમની પાછળ પડી ને જ્યાં મળ્યા ત્યાં તેમનો નાશ કરવા માંડયો. તેથી તેમના નાયકો પોતાના માણસો તેમને છોડી જતા રહ્યા તેથી સંતાતા નાસવા માંડયું. છેવટે કરીમખાં વિગેરે નાયકો શરણે આવ્યા તેમને અંગ્રેજી રાજ્યમાં મોકલી દીધા ત્યાં કરીમખાં શાંત અને ઉદ્યોગી જમીનદાર થયો.

હજુ ચિટ્ઠુ નમ્યો નહોતો તે એક વર્ષથી વધારે વખત લગણ ભ ટકયા કર્યું. એકવાર ભોપાળ ગયો પણ ત્યાંના રાજાએ તાબામાં ન રાખ્યાથી પોતાનો ધંધો ચાલુ રાખ્યો. તે એક વખત આ-પાસાહેબને મળ્યો હતો. તેણે આપાસાહેબની સાથે આશીરગઢમાં પેસવા પ્રયત્ન કર્યો પણ તેને પેસવા દીધો નહીં. તેથી આ છાતી-વાળો પિંઢારો બીજે માર્ગે ચાલ્યો. રસ્તે અંધારીને ધાડી ઝા-ડીમાં થી ઘોડે બેસી જતાં જાળામાંથી નિકળી એક વાઘે તેને મારી ખાધો.

આણી તરફ બાજીરાવ પેશવા જે પૂનાપર ચઢાઈ થવાની વાત સાંભળી નાશી ગયો હતો. તેની પાછળ જનરલ સ્મીથ પણ શેહેરના બચાવને માટે થોડું લશ્કર મૂકી ચાલ્યો, પણ તે એટલી ઊતાવળથી દોડતો કે અંગ્રેજી સૈન્ય તેને પકડી શકે નહીં. તે એકવાર દક્ષિણ તરફ ગયો પણ તેણી તરફ લાગ નહીં હોવાથી પુનાપર આવ્યો. પુના રક્ષણને માટે વાહન સ્ટાનટનને શીરૂરથી મોકલ્યો હતો તેને બીજે દીવસે વહાણામાં ડુંગરાપરથી કોરે ગામ આગળ પેશવાનું મોટું લશ્કર નજરે પડયું તેમાં ૨૦૦૦૦ અ-સ્વાર તથા ૮૦૦૦ પાયદળ હતા. આ બંને લશ્કરથી થોડે છેટે કોરે ગામછે તેના ઊપર એક ગમથી અંગ્રેજ ને બીજી તરફથી મરેઠાએ હલ્લો કર્યો. શત્રુનું લશ્કર મોટું હોવાથી તેમણે ગામનો ઘણો ખરો ભાગ તાબામાં લીધો ને કિલ્લો હાથમાં આવતાં તે ઊપર તોપો ગોઠવી બીજા ભાગમાંથી અંગ્રેજને હાંકી કાઢવા મે-હેનત કરી. અંગ્રેજલોક બંધૂકમાં સગીન ભરાવી શત્રુપર પડ્યા. આ વખતે દેશી લોક ભુખે તથા તરસે પીડાતા હતા, તો પણ શત્રુ આપણને મારી નાંખશે એમ ધારી લઢ્યા. લશ્કરમાં જે ડાકટર હતા તે પણ આ વખતે ફોજને ઊશ્કેરવા મંડયા હતા બપોરથી સાંજ સુધી કટ્ટો ઝઘડો ભર જોસથી ચાલ્યો તેમાં આ-

રબની જીત થઇ ને પાંચ ગોરા અધિકારી મુઆ તથા એક તોપ શત્રુને હાથ ગઇ. એક છાપરીમાં ઘાએલ થએલા અંગ્રેજો પડ્યા હતા ત્યાં આરબો જઇ ચડ્યા ને તેમણે તે બધાને મારી નાંખ્યા. આ વખતે બચેલા માણસોએ આરબને શરણે જવાનું ઠીક વિચાર્યું નહીં. કેમકે આપણી પણ પેલા છાપરીવાળા જેવી વલે થશે. તેથી હવે જીવવાની આશા તો નથી માટે લડીને મરીએ તો સારૂ એમ ધારી લડવાનું નકી કર્યું કપ્તાન સ્ટાનટન, લેફ્ટેનન્ટ જોન્સ પિંડારે મોખરે થઇ શૂરવીરપણાથી શત્રુએ લીધેલી તોપ પાછી લેઇ, રાતના નવ વાગતા સુધી બહુ જોસથી લડ્યા ને શત્રુને ગામ છોડવાની જરૂર પડી. હવે મરેઠામાં લડવાનું જોર રહ્યું નહોતું તેથી સ્ટાનટન વાજતે ગાજતે સીરૂરમાં ગયો. પેશવાએ હજુ ભટકવાનું મૂક્યું નહોતું. તે કેવળ કાયર હતો તેથી જ્યાં ભય જણાય કે ત્યાંથી નાઠોજ છે. પણ જ્યારે તેનો બહાદુર બાપુ ગોખલો અષ્ટિઆમ આગળની લડાઈમાં મરાયો ત્યારે તેના ચારે હાથ હેઠા પડ્યા અને થોડે દિવસે સર જોન માલકમનો સાતપુડા પાસે મૂકામ હતો ત્યાં શરણ થયો. તા૦ ૩ જી જુન ૧૮૧૮ માલકમે તેને આપેલાં વચન ગવરનર જનરલને પસંદ આવ્યાં નહીં. પણ તે બધાં કબુલ કરી તેને કાનપૂર પાસે બીથુરમાં આઠ લાખ રૂપીયાનું વર્ષાશન બાંધી આપ્યું ને તેણે પોતાના પેશવાઇ બાબતના તમામ હકનું રાજીનામું આપ્યું તેથી પેશવાની ગાદી કાઢી નાંખી તેમના મુખ્ય જે શીવાજીના વંશજોમાંથી એક પુરૂષને તેની પૂર્વની ગાદી પર બેસાડ્યો, તેણે સર્વ પ્રકારે અંગ્રેજના મત પ્રમાણે રાજ કરવું એમ ઠરાવ્યું. આ પછી તરતજ ત્રિંબકજી પકડાઓ તેને કાશી પાસેના ચુનારના કિલ્લામાં મોકલી દીધો. હવે ફકત જે મરેઠી સરદારોએ હથિઆર મૂક્યાં

નહોતાં તેમની સાથે લડવાનું હતું. ટામસ હીસ્લોપની ટુકડીને માળવાથી દક્ષિણ જતાં રસ્તે તાપીને કાંઠે ટાલનિયરનો કિલ્લો આવ્યો તે હોલકરના તાબાનો હતો ને તે તાબામાં લેવાને તેને હુકમ હતો, પણ તે વાત કિલ્લેદારે પત કરી નહીં. તેથી લડાઇ કરવાની જરૂર પડી. બે દરવાજા હાથમાં લીધા પછી કિલ્લેદાર શરણ થયો, પણ થોડીવારમાં તેની વૃતિ બદલાઇ ને અંગ્રેજો દરવાજામાં પેસતા હતા તેમનો ઘાત કર્યો. તેથી હીસ્લોપ સાહેબને રીશ ચઢીને કિલ્લામાં પેશી હથિઆર વાળા માણસને ઠાર માર્યા તા૦ ૨૭ મી ફેબ્રુવારી. બીજે દિવસે કિલ્લેદારને આ વાંકને માટે ફાંસીએ દીધો તેથી બીજા થરથરી ગયા.

પાછળ લખ્યા પ્રમાણે ગવરનર જનરલે આપા સાહેબને કચવાતે મને ગાદી આપી હતી, તોપણ તેને સાન વળી નહોતી તેણે એકવાર પેશવાને સાહ્ય કરવાનું જણાવ્યું તથા બીજા મરેઠાઓને અંગ્રેજના સામા થવા ઊશ્કેરવા માંડયું. આ વાત તાકીદ જણાવાથી તેને કેદ કરી અલાહબાદ મોકલવાનું નકી થયું જતાં રસ્તે પેહેરેગીરોને ફોડી નાશી ગયો તા૦ ૧૩મી માર્ચ ૧૮૧૮. તેણે કેટલીક મુદત ડુંગરામાં ગાળ્યા પછી રૂતુ ઉઘડે અંગ્રેજો ચઢાઇ કરશે એમ જાણી નાસવા માંડયું તેને વાટમાં ચિતુ મળ્યો હતો એ આપણે આગળ વાંચી ગયા. આશીરગઢનો કિલ્લો યશવંતરાવ લાર નામે પિંઢારાના જૂના દોસ્તદારનો હતો તેણે તેને સંગર્યો. આ કિલ્લો સિંધીઆનો હતો ને તેણે તાબે કરવાને હુકમ આપેલો હતો તોપણ યશવંતરાવ લારે સોંપ્યો નહીં ત્યારે અંગ્રેજોએ તેને ઘેરો ઘાલ્યો થોડા દિવસ ઘેરો રહ્યા પછી તે શરણ થયો. આ કિલ્લામાંથી સિંધીઆના છળભેદના કાગળો મળ્યા. તેથી અંગ્રેજોએ તે કિલ્લો પોતાના હાથમાં રાખ્યો. આપ સાહેબ આમ તેમ આથડતો

પછી છેવટે ફકીરને વેષે પંજાબમાં ગયો ત્યાં રણજીતસિંહે તેને વર્ષાશન બાંધી આપ્યું. આ પછી નાગપૂરની ગાદીએ તેના વારસ બાજીરાવને બેસાડ્યો. તે બાળક હોવાથી કારભાર કરવાને તેની માને ઠરાવી. હવે ઘણું કરી બધે ઠેકાણે આબાદી અને શાંતતા વ્યાપી રહી.

## પૂનરાવર્ત્તક માટે પ્રશ્ન.

હોલ્કર તથા સિંધિયાના રાજ વિષે તમે આ પ્રકરણમાં શું વાંચી ગયા? પિંઢારા સાથે ક્યાં ક્યાં લઢાઇ થઇ તે જણાવો? બાજીરાવ, આપાસાહેબ, કરીમખાં, ચિતુ, માલ્કમ, હિસ્લોપ, બાપુગો. ખલા, યશવંતરાવ લાર વિગરેને માટે તમે શું વાંચી ગયા તે જણાવો? માહિદપુર, કોરેગામ, આષ્ટી, ટાલનિયર, અને આશિરગઢ આ જગ્યાઓએ શા શા બનાવ બન્યા તે કહો?

---

# प्रकरण २० मुं.

## ब्रह्मी लोक साथे लढाई.

### इ० स० १८२३ थी १८२६ सुधी.

લાર્ડ હેસ્ટિંગ્સ પછી લાર્ડ આમહર્સ્ત ગવરનર જનરલ ઠર્યો. તેને આવ્યાને થોડી મૂદત વીતી નહીં એટલામાં બ્રહ્મી લોક જોડે લઢાઈ કરવાની જરૂર જણાઇ. આ લોકોએ આસામ પ્રાંત જીતી લીધા પછી બંગળાની પૂર્વની હદપરની અંગ્રેજી પ્રજા ઉપર અનર્થ કરવા માંડ્યો હતો. તેમણે ૧૮૨૩ ના સપ્ટેમ્બરમાં ચિતાગોંગ તથા આરાકાનની વચેની હદપર આવેલા એક નાનો

બેટ છે ત્યાં અંગ્રેજોએ થોડાં માણસ મૂક્યાં હતાં, તેમના પર હલ્લો કરી કાઢી મેલ્યાં. આ વિશે ગવરનર જનરલે આવાના દરબારને નમ્રતાથી લખ્યું તેથી તેમણે એવું વિચાર્યું કે અંગ્રેજો આપણાથી ડરેછે, એમ ધારી અંગ્રેજ વકીલનો અનાદર કરીને દિવસે દિવસે વધારે ઊપદ્રવ કરવા લાગ્યા. તેથી લડાઇની તૈયારી કરવી પડી, કેમકે ૧૮૨૪ ના જાન્યુવારીમાં તેઓએ મોટું લશ્કર લેઇ કકારમાં થઈ સિલહટમાં અંગ્રેજનું થાણું હતું ત્યાં આવી હલ્લો કર્યો પણ ફાવ્યા નહીં. તે પછી તેઓએ શાહાપુરી પાસે એક વહાણ હતું તેના ઉપરીને લલચાવી કેદી કરી લેઇ ગયા. થોડીવાર પછી તેમને છોડી મુકયા ખરા; પણ તે વિશે કંઇ દિલગીરી જણાવી નહીં. આથી હવે લડાઈ કર્યા વગર છુટકો નથી એમ વિચારી ૧૮૨૪ ના માર્ચમાં લશ્કર એકઠું કરી લડાઇની ગોઠવણ કરીને સર આર્ચીબાલ્ડ કયામ્પબલને મોકલ્યો. તેણે તા૦ ૧૧ મી મેને રોજ રંગુન ઊપર ચડાઇ કરી જીતી લીધું. આથી બ્રહ્મી લોક જંગલમાં નાશી ગયા. ત્યાં તેમણે લાકડાના કોટ બાંધવા માંડ્યા. ઘાડી ઝાડીને લીધે તે લોકો શું કરેછે તે જણાયું નહીં, પણ તા૦ ૨૬ મીએ તેઓ પાસે આવ્યા તેમના ઉપર અંગ્રેજી ફોજે હલ્લો કરી સંગીનની અણીથી હરાવી તેમનાં ઘણાં મોરચાં જીતી લેઈ તા૦ ૧૦ મી જુને કેમન્ડાઇન કરીને રંગુન પાસે તેમનું એક બંદર હતું તે જીતી લીધું, અને શત્રુ શૂરવીરપણાથી લડ્યા પણ અંતે પાછા હઠવું પડ્યું.

ૠતુ પ્રતિકુળ હોવાથી થોડીવાર લડાઇ બંધ રહી. રંગુનની આસપાસ પાણી ભરાઇ ગયું ને તે ઊજડ થયું હતું તેથી અન્નાદિ પદાર્થ હિંદુસ્તાનથી મંગાવવા પડ્યા. બીજીવાર લડાઇનો

આરંભ થયો તે વખતે બ્રહ્મી લોકે થિકિયા વેંગી નામે અધિકારીને મોકલ્યો તેની ને અંગ્રેજી ફોજની તા૦ ૧ લી જુલાઇએ એક દેવળ આગળ લડાઇ થઇ તેમાં શત્રુઓ બહાદુરીથી લડ્યા પણ તોપો તથા સંગીનના મારા આગળ તેમનું કાંઇ ચાલ્યું નહીં ને હારીને પાછા હઠવું પડ્યું. આ પ્રમાણે તેની હાર થવાથી તેને અધિકાર ઉપરથી દૂર કરીને સુબા વેંગીને મોકલ્યો તેણે લાકડાના કોટ બાંધી લડાઇની ગોઠવણ કરવા માંડી; પણ અંગ્રેજી ફોજે જળ તથા સ્થળ માર્ગે હલ્લો કરી તેમની ફોજને વિખેરી નાંખી. આથી તેમની ખાતરી થઇ કે હવે જીત મળવી કઠણ છે. આ વખતે બીજે ઠેકાણે લડાઇઓ ચાલતી હતી તેમાં જનરલ ગોડવીએ માર્ટાબાન શહર કર્યું, તથા કર્નલ માઇલ્સે તેના સરિમ પ્રાંતમાં ટાવોય તથા મર્ગુઇ જીતી લીધાં. પરંતુ કિલુ નામની જગાએ દેશી લશ્કરની એક ટુકડી હતી તેને પોતાનો ઉપરી અધિકારી મરાવાથી નાસવું પડ્યું. આ નામોસી ટાળવાને મછીથી એક ટુકડી મોકલી, પણ તે વખતે ત્યાંથી તે લોકો કોટ તોડી નાંખી નાસી ગયા હતા. તા૦ ૩૦ મી અગસ્ટે બ્રહ્મી લોકની એક મોટી સૈન્યાએ આગળ કહેલા દેવળ ઉપર અરધી રાતે હલ્લો કર્યો. તેમાં અજીત્યા સૂરવીરો હતા તેમની ખાતરી હતી કે આપણે હારનાર નથી પણ ગોળીઓના ઝપાટા લાગવા માંડ્યા કે તે લોકો ઉભી પુંછડીએ નાઠા. આથી આરાકાનમાં જીત કરેલ એવો મહા બંદુલા તેને અંગ્રેજો સામો મોકલ્યો; તેની સાથે તા૦ ૧ લી ડિસેમ્બરે તથા તા૦ ૫ મીએ લડાઇ થઇ તેમાં તેમની હાર થઇ, આ અરસામાં રંગુનના રેહેવાસીઓ શેહેરમાં આવ્યા તેમની સાથે વેષ બદલી શત્રુના ઘણા લોક દાખલ થયા ને તેમણે શેહેરને આગ લગાડી, આથી ઘણી હાની

થઇ પણ છેલે આગ હોલવાઇ ને બીજે દિવસે અંગ્રેજોએ શત્રુને શિક્ષા કરવા એક ટુકડી મોકલી તેમણે વીસ હજાર માણસને હરાવી નશાડચાં પછી સર અર્શીબાલ્ડે એ વાટેથી રંગુનથી વિશ કોસ ઊપર ડોનાબ્યુ શેહેરછે તેના ઊપર ચઢાઇ કરી તેમાં વહાણના લશ્કરની હાર થઇ, તેથી પોતે જમીન માર્ગેથી આવતો હતો તે આ વાત સાંભળી ઉતાવળે પાછો ફરી ડોનાબ્યુ આગળ જઇ પહોંચ્યો અને ઝટપટ હલ્લો કર્યો તા૦ ૨૭ અપ્રેલ ૧૮૨૫ ને રોજ મહા બંદુલાને ઝેરી ગોળો વાગવાથી મુઓ એટલે લશ્કર નાશી ગયુ ને ડોનાબ્યુ શેહેર અંગ્રેજને તાબે થયું. આ જીત કર્યા પછી આગળ ચાલ કરી તા૦ ૨૫ મીએ તે પ્રોમ આવી પહોંચ્યો. ત્યાંથી શત્રુઓ પેહેલેથી નાશી ગયા હતા માટે તે શેહેર વગર મેહેનતે હાથ આવ્યું. આ અરસામાં એક બીજુ લશ્કર આરાકાન પ્રાંતમાં મોકલ્યું હતું તેને એવી આજ્ઞા હતી કે આરાકાન પ્રાંત જીતી સર-અર્શીબાલ્ડને મળવું, તેણે બ્રહ્મી લોકને હરાવ્યા પણ ત્યાંની હવા રોગીષ્ટ હોવાથી તથા પરવતને કોતરો ઓળંગી મોટા લશ્કરને મળવું કઠણ પડશે એમ વિચારી પાછું બોલાવી લીધું. પ્રોમમાં રહી અર્શીબાલ્ડે આવાના દરબાર સાથે સલાહની વાત ચલાવી પણ અંગ્રેજોએ આગળ ચાલવું બંધ નહીં કરતાં તા૦ ૧૯ મી જાન્યુઆરી ૧૮૨૬ માં મેલુન જીતી લીધું. સલાહની શરતો બ્રહ્મી લોકને ઠીક નહી લાગ્યાથી તેમણે નરકાધિપતિ નામે સરદારને ૧૮૦૦૦ માણસ આપી મોકલ્યો; તેની ને અંગ્રેજની પાગામ આગળ તા૦ ૯ મી ફેબ્રુવારીએ લડાઇ થઇ તે વખતે અંગ્રેજનું ૨૦૦૦ લશ્કર હતું થોડી વારમાં લઢાઇ સળગી તેમાં તેમની હાર થઇ. હવે લશ્કર રાજધાની પર ચાલ્યું તે વીસેક ગાઊ ઉપર આવી પહોંચ્યું ત્યારે સલાહ નકી થઇ તેમાં આશામ, કકર, જીન્ટિઆ

અને માણીપુર ઉપરથી તમામ દાવો ઊઠાવવો તથા આરાકાન અને તેના-સરીમ પ્રાંતો આપવા તથા ત્રણ હપ્તે ત્રણ કરોડ રૂપીઆ આપવા.

ઊપર લખ્યા પ્રમાણે બ્રહ્મી લોક સાથે લઢાઇ ચાલતી હતી. તે વખતે બીજી જગાઓએ લઢાઇઓ ચાલી હતી, ભરતપુરનો રાજા પોતાની પાછળ એક બાળક મૂકી ૧૮૨૫ માં મરણ પામ્યો. રેસિડેન્તે તે બાળકને રાજનો ખરો વારસ ગણ્યો હતો, પણ તેના કાકા દુર્જનશાલે દાવો કરી, બાળ રાજા બળવંતસિંગને કેદ કરીને તેના વાલીને મારી નાંખ્યો. આથી સર દેવીદ ઓક્ટરલીએ લશ્કર એકઠું કરી ભરતપુર મોકલ્યું આ વાત સરકારને નહીં ગમ્યાથી લશ્કરને પાછું બોલાવવું પડયું ને રેસિડેન્તે પોતાની નોકરીનું રાજીનામુ આપ્યું. પણ ભરતપુરમાં વધારે ગરબડ ચાલી, તે ઝાઝા દિવસ ચાલવા દેવી નહીં એવું નકી કરી લાર્ડ કોમ્બર મિયરને મોકલ્યો, પણ દુર્જનસાલને સારી કુમક હતી. વીસ વરસપર આ કિલ્લા આગળ લાર્ડ લેકને અતિશય મેહેનત પડી હતી, તેથી આ દેશના લોક ધારતા હતા કે તે અંગ્રેજથી જીતાય એવો નથી. તા૰ ૧૦ મી ડીસેમ્બરે ૨૦૦૦૦ કરતાં વધારે માણસ તથા સો તોપો લેઇ લાર્ડ કોમ્બર મીઅર કીલ્લા આગળ આવ્યો. પેહેલાં ગોળીનો મારો ચલાવ્યો પણ તે ઠીક નહીં પડ્યાથી સુરંગો ફોડી લેવાનો પ્રયત્ન કર્યો તે સફળ થયો કે દુર્જનસાલને પકડી કેદ કર્યો. આથી આખા હિંદુસ્તાનમાંના અંગ્રેજના શત્રુઓ ત્રાસ પામી ગયા.

## પુનરાવર્તક માટે પ્રશ્ન.

બ્રહ્મદેશ સાથે શા કારણથી લઢાઇ થઈ ને તેનું ટુંકું વર્ણન? ભરતપુરની લઢાઈ શા કારણથી થઈ ને તેનું વર્ણન? થિકિયા વોંગી, સુઆવોંગી, મહા બંદુલા, નર્કાધિપતી, અર્શીબાલ્ડ કયાંપબલ તથા કોમ્બર મીઅરને વિશે તમે શું વાંચી ગયા તે કહો?

# प्रकरण २१ मुं.

## अफगानीस्ताननी लढाई.

### इ० स० १८२८ थी इ० स० १८४२ सुधी.

લાર્ડ આમ હર્સ્ત પછી લાર્ડ વિલ્યમ બેંટિક ગવરનર જનરલ થયો તેના વખતમાં ઘણું કરી શાંતી રહી. તેણે તા० ૬ ઠી અપ્રેલ ૧૮૩૪ માં કુર્ગનો રાજા કંપની સાથે ઉન્મત્ત પણું ચાલ્યો હતો માટે તે છતી લેઈ ખાલસા કર્યું. હિંદુઓમાં ઘણીના મુઆ પછી તેની બાયડી તેના મડદા સાથે બળી મરીને સતિ થતી એવો ચાલ હતો તેની બંધી કરીને એવું કામ કરે તેને શિક્ષા ઠરાવી તા० ૪ થી ડીસેમ્બર ૧૮૨૯. સન ૧૮૩૩ માં કંપનીના અધિકારમાં મોટા ફેરફાર થયા. કંપની રાજ કરતી હતી તેની સાથે વેપાર કરવાનો હક પણ તેનેજ હતો. તે હક હવે રદ કરી સૌને છૂટી આપી તથા જે કરારની રૂએ તે હિંદુસ્તાનનું રાજ કરતી હતી તે ફેરવી વિસ વર્ષનો બીજો પટો કરી આપ્યો, આ રિતે બીજા ઠરાવ આગળ પ્રમાણે રહ્યા. લાર્ડ વિલ્યમ બેંટિકના વખતમાં હિંદુસ્તાન તથા વિલાયત વચ્ચે પેહેલ વેહેલાં વરાળ યંત્ર ચાલુ થયાં. આથી કરી જે ખબર પત્રો ચાર પાંચ મહીને મળતી તે હવે મહિને દહાડે મળવા માંડી તેથી વેપારીઓને નફો થયો. ઉપર પ્રમાણે શાંતીથી રાજ ચલાવી તે સન ૧૮૩૫ ના મે માસમાં વિલાયત ગયો. એમના ગયા પછી આશરે સવા વર્ષ સુધી સરચાર્લસ મેટકાફે ગવરનર જનરલનું કામ ચલાવ્યું તેમના વખતમાં વર્તમાન પત્રો તથા પુસ્તકો છાપવામાં કાંઈ પ્રતીબંધ રાખવો નહીં તથા વેપારી લોકો પાસેથી ઠેકાણે ઠેકાણે સરકાર દાણ લેતી હતી તેની બંધી કરી. આ

પેહેલાં તે ઇંદોર, દિલ્લી વિગરે ઠેકાણે રેસિડેન્ટ હતો ત્યાં પણ ચતુરાઇથી કામ કરી શાબાસી મેળવી હતી અને એલ્ફિન્સ્ટન તથા માલકમ સાહેબને જેમ આ પ્રાંતના લોક પૂજ્ય બુદ્ધિથી સંભારેછે તેમ ઉત્તર પ્રાંતમાં તેમને યાદ કરેછે.

સને ૧૮૩૬ ની તા૦ ૪ થી જુલાઇએ લાર્ડ આકલાંડ ગવરનર જનરલ ઠર્યો. તેના વખતમાં સન ૧૮૩૯ માં કેટલાક વર્ષથી જે શાંતિ ચાલતી હતી તેનો ભંગ થવાનાં ચિન્હો દેખાવા લાગ્યાં. હજુ પણ આ ભય તજે છે. લાર્ડ મિન્ટોના વખતમાં તમે વાંચી ગયા કે રૂશિઅન લોકો અંગ્રેજ તાબાના મુલક ઉપર ચઢાઇ કરવાને વિચાર કરેછે. આ વાતને હવણાં પચાસ વર્ષ થવા આવ્યાં તે મુદતમાં તેમણે મધ્ય એશીઆમાં વધારે પગ પસારો કર્યો હતો, તે એટલે સુધી કે તેમની દક્ષિણ હદ સેંત પિટર્સ બર્ગ કરતાં લાહોરથી વધારે પાસે હતી. આ વખતે તેમના વકીલો એ અફગાનીસ્તાન તથા ઇરાન જે હિંદુસ્તાનમાં આવવાનો રસ્તો તેમના દરબારમાં ફાટફુટ કરવા મંડયા હતા. આટલું છતાં પણ બીજી તરફ વિચાર કરીએ તો આ પહાડી રસ્તે થઇ રૂશીઅન લોક મોટું દળ લેઈ હિંદુસ્તાનમાં આવે તે બનવું અશક્ય છે. તે ધાર્યું કરત તો ફકત દંગા કરાવી ભય ઉપજાવત.

અફગાનીસ્તાનના રાજમાં આ વખતે મોટી ઉથલપાથલ થઇ હતી. શાહ સુજા જે થોડા દિવસ ઉપર રાજ કરતો હતો તેને તેના ભાઇ મહમદે ઉઠાડી મેહેલ્યો. આગળ તે મહમદે તેનો પ્રધાન કે જેણે તેને રાજ મેળવી આપ્યું હતું તેને માર્યો, તેથી તે પ્રધાનના ભાઇઓ જેમાનો દોસ્ત મહમદ નામે બહાદુર હતો તેણે બંડ કરી તેનો કેટલોક મુલક જીતી લેઇ તેઓએ માંહો માંહે વહેંચી લીધો. લાર્ડ આકલાંડે તેના દરબારમાં વકીલ મોકલ્યો

પણ રૂશિયન લોકની શિખવણીથી તે કામ પેશ ગયું નહીં. ઈ-
રાનના શાહે પણ તેમની શિખવણીથી હિરાતને ઘેરો ઘાલ્યો હતો,
પણ અંગ્રેજ સરદારોની બહાદુરી આગળ કાંઈ ન ચાલતાં નવ
માસ સુધી મથ્યા પછી નિરાશ થઈ પાછાં જવું પડયું. ઈરાની
લોકોએ અંગ્રેજ વકીલનું અપમાન કર્યું તેથી ઈરાની અખાતમાં
કરક બેટમાં અંગ્રેજી લશ્કર ગયું. કે તેમણે હિરાતનો ઘેરો ઉઠાવ્યો.
દોસ્ત મહમદ સામ ભેદથી ઇચ્છા પ્રમાણે કરવાનું કબુલ કરતો
નથી, તેથી ગવરનર જનરલે લડાઇ કરવાનું નકી કરી, શાહસુજા
તથા લાહોરના રાજા રણજીતસિંહ જોડે સંધી કરી તા૦ ૨૬ મી
જુન ૧૮૩૭. એક સિંધુ નદીના નામથી ઓળખાતી ફોજ તથા
બીજુ મુંબાઇનું લશ્કર તથા ત્રીજુ બંગાળાનું અને શાહશુજાનું
લશ્કર એ રીતે ત્રણ લશ્કરો તૈયાર થયાં ને તેનો ઉપરી સરજોન
લારેન્સકીનને ઠરાવ્યો. બંગાળાનું લશ્કર કંદહાર પહોચ્યું ત્યાં સુધી તેને
મુંબાઇનું લશ્કર મળ્યું નહિં, કેમકે તેને રસ્તે સિંધના અમીરોએ
અટકાવ કર્યો પણ એક બીજા લશ્કરે કરાંચી બંદર જીતી લેઇ
બને ટુકડીઓ પાણીની તરસ, વિકટ રસ્તો, તથા તેમાં ભટકતા
ભયંકર ચોર લોકોનો ઉપદ્રવ ખમતી કંદહાર આવી અને તેમણે
શાહસુજાને ત્યાં ગાદીએ બેસાડયો તા૦ ૮ મી મે ૧૮૩૮.
આગળ ચાલ કરી તા૦ ૨૩ મીએ ગીજની જીતી લીધું. ત્યાંથી
કાબુલ અથવા તે સેહેર વગર લડાઈએ હાથ આવ્યું તા૦ ૬ ઠી
ઓગષ્ટ. દોસ્ત મહમદ થોડાં માણસ લેઈ ઓકસસ નદીની પેલી
તરફના જંગલમાં નાશી ગયો. શાહ સુજાને આ ઠેકાણે ગાદી
ઉપર બેસાડયો પણ તેમાં રૈયત રાજી નહોતી. તેને ગાદીએ બે-
સાડયા પછી ઘણુ ખરૂ લશ્કર પાછું હિંદુસ્તાનમાં આવ્યું અને જોઇતું
લશ્કર રાખી કાબુલમાં મિ૦ મેકનાટનો વકીલ ઠરાવ્યો. બે વર્ષ સુધી

અંગ્રેજી લશ્કર અફગાનીસ્તાનમાં રહ્યું તેટલામાં તે જંગલી લોકોનો સ્વભાવ તથા શાહસુજાની તરફ નારાજીનો દ્વેષ દરેક વખતે જણાઈ આવ્યાં. તે લોકો અંગ્રેજી લશ્કરમાંથી કોઇ છુટું પડે તેના પર ધસારો કરી મારી નાંખતા. બંડખોર સરદારો માણસો લેઇ ઘેરી લેતા ને જીત થવાનું લાગે તો સામા થતા. પણ કાબુલમાં એટલી શાંતી હતી કે કેટલાક જણે પોતાના બઇરાં છોકરાં બોલાવી લીધાં હતાં.

દોસ્ત મહમદ બુખારે નાશી ગયો હતો ત્યાં તેને ત્યાંના રાજાએ કેદ કર્યો હતો ત્યાંથી યુક્તિથી નાઠો અને અંગ્રેજ લોકોને હાંકી કાઢવાને ફરીથી મેહેનત કરવા લાગ્યો. તેને ઘણા સરદારો આવી મળ્યા. તેને રોકવાને સર રોબર્ટ સેલના હાથ તળે લશ્કર મોકલ્યું તેણે તેને પરવાન આગળ હરાવ્યો. પણ દેશ વિકટ હોવાથી તે લોક નાઠા તેમની પાછળ અંગ્રેજી લશ્કરથી જઇ શકાયું નહીં. ફકત બંગાળાની ઘોડેસ્વારની એક ટુકડી ગઇ તે અને શત્રુઓ ભેટાભેટ થતાં દેશી સિપાઇઓ હિમ્મત હારી નાઠા તોપણ અંગ્રેજની જીત થઇ. તા૦ ૨૭ નવેંબરે કાબુલમાં મુકેલા વકીલ મેકનાટનને દોસ્ત મહમદ શરણ થયો. તેણે તેને હિંદુસ્તાનમાં મોકલી દીધો ત્યાં આરામી કેદમાં રાખ્યો. ત્યાર પછી કેટલાક મહિના સમાધાની ચાલવા પછી અકટોબર માસમાં એકાએક હલ્લો થયો. આ બંડખોરોએ ખુર્દ કાબુલનો રસ્તો રોક્યો હતો માટે તેની સામું રોબર્ટ સેલનું લશ્કર જલાલાબાદ જવા નિકળ્યું હતું તેને મોકલ્યું. આ વખતે શત્રુઓ મજબુત મોરચો પકડી પડયા હતા તોપણ અંગ્રેજી સૈન્ય બહાદુરી કરી જલાલાબાદ જઇ પહોંચ્યું. આ શેહેરને શત્રુઓએ ઘેરી લીધું ને તેની ભીંતો દોદળી હતી તોપણ રોબર્ટ સેલે તેનું રક્ષણ બીજી કુમક આવતા સુધી

કરવાને નિશ્ચય કર્યો. આ વખતે કાબુલમાં બંડ થયું હતું ત્યાં જવાને તેને હુકમ થયો પણ તેનું લશ્કર તેમ કરવાને અશક્ય હોવાથી ત્યાં પડાવ નાંખી રહેવું પડયું. આ શેહેરનું એણે શૂર-વીરતાથી રક્ષણ કર્યું. સન ૧૮૪૧ ની ૨ જી નવંબરે કાબુલમાં બંડ ઊઠયું ને અંગ્રેજી છાવણી પર ધસારો થયો. તેમાં આલેક-ઝાન્ડર બર્નસ અને બીજા અધિકારીઓનાં ખુન થયાં, શાહસુ-જાનો ભંડાર લુટાયો. છાવણીના ઘરોને આગ લગાડી તોપણ તેને શમાવાને ખરેખરો પ્રયત્ન કરવામાં આવ્યો નહીં. ખુર્દ ઘાટનું લશ્કર તા૦ ૯ જીની સવારમાં આવ્યું તે વેળા છાવણીના ઘોડા ઘેરાએલા માલમ પડયા તથા શત્રુઓનાં ટોળેટોળાં આસ-પાસથી એકઠાં થઇ ભરતી થવા લાગી. તેમણે એક બે દિવસમાં કિલ્લો તાબામાં લીધો. પછી કેટલાક દિવસ બંને પક્ષના મા-ણસોએ એમને એમ ગાળ્યા, પણ તા૦ ૨૨ મીએ બિમારૂ ગામથી અંગ્રેજો ખાવા પિવાનો સામાન મંગાવતા હતા તેના પર શત્રુઓએ હલ્લો કર્યો. તેમાં એકવાર તેમની હાર થઇ ને બીજી વાર મેહેનત કરી તે પણ ફોગટ ગઇ. આ વખતે અંગ્રેજોએ દોસ્ત મહમદના છોકરા અકબરખાં સાથે સલાહની વાત ચલાવી તેણે જે કરાર પર સહી કરવાને કહ્યું તે અંગ્રેજને નામોશી લાગે તેવા હતા તોપણ તે વાત ધ્યાનમાં લીધી. એવામાં અક-બરખાંએ મેકનાટનસાહેબને એકાંતે વાત કરવા બોલાવ્યો તે પોતાની સાથે ત્રણ અંગ્રેજ અધિકારીને લેઇ ગયો. ત્યાં થોડી વાતચિત થયા પછી સંકેત કરી મેહેલ્યા પ્રમાણે તેમના ઊપર અફ-ગાન લોકો તુટી પડયા ને મેકનાટને અકબરખાંએ ગોળી મારી તથા બીજાઓને બંધીવાન કરી લેઇ ગયા. આ ખબર હિંદુસ્તાનમાં જાણતાંજ સર્વને ત્રાસ તથા શોક થયો.

કંબુલના માણસો શૂરવીરપણાથી લઢી શેખર્ટ સેલને જઈ મળ્યા હોતતો સારૂ થાત, પણ તેમણે સલાહની વાત ચલાવી તેમાં ઠગાયા. તા૦ ૬ ઠી જાનેવારી ૧૮૪૨ માં અંગ્રેજોએ કાબુલ છોડયું. તેમને રસ્તો વિકટ તથા શત્રુઓના માથાપર ભય, રસ્તાનો થાક, ભુખ, અને તાઢથી નાશ થતાં થતાં ફકત એક માણસ જઇ પહોચ્યો. શેબર્ટસેલ પરાક્રમથી ટક્કર ઝીલી રહ્યો હતો, તેમ જનરલ પોલોક પેશાવર અને નોટ કંદહારનુ રક્ષણ કરતો હતો. ૧૮૪૨ ના સાલ બેસતાં લાર્ડ આંકલાંડની જગાએ લાર્ડ એલેનબરો આવ્યો તા૦ ૨૮ મી ફેબ્રુવારી. તેણે કેટલીકવાર વિચાર કરી અંતે અંગ્રેજી કેદીઓને છોડાવવા તથા પાછો જય મેળવવો એવું નકી કરી કાબુલપર લશ્કર મોકલ્યું આ અરસામાં શેબર્ટસેલને જલાલાબાદમાં ધરતી કંપનો આંચકો નડયો હતો. તોપણ તેણે હિમ્મત નહી હારતાં તા૦ ૬ ઠી અપ્રેલ ૧૮૪૨ સુધી અકબરખાનનુ ચાલવા દીધું નહીં. સાતમી તારીખે આફગાનની છાવણી ઊપર ભારે હલ્લો કરી તેમની તોપો ખુંચી લીધી ને છાવણીને આગ લગાડી અકબરખાનને નસાડ્યો. આ જીતમાં કર્નલ ડેની જેણે પેહેલેથી છેલે સુધી પ્રખ્યાતી મેળવી હતી તે મરાયો એ ખોટું થયું. આ લઢાઇમાં કપ્તાન હેવલોકે બહાદુરી કરી તેથી તેને આગળ સરની પદવી મળી. ત્યાર પછી નવમે દિવસે જનરલ પોલોક ખાઈબર ઘાટને રસ્તે થઇ જીત મેળવતો મેળવતો જલાલાબાદ આવ્યો ને ત્યાં કેટલાક મહીના રહી કાબુલપર ચાલ્યો તેણે રસ્તે જગડલક તથા ટેઝીનમાં જીત કરી ફરીને કાબુલમાં છાવણી નાંખી, જનરલ નોટે કંદહારથી ચાલ કરી હતી તેણે ૨૦ મી અગસ્ટે ગીજનીના સુબા શમશરૂદીનને હરાવ્યો ને ૬ ઠી સપ્ટેમ્બરે શત્રુ કીલ્લો છોડી ચાલતા થયા. ને ત્યાર પછી રસ્તે અફગાનો

ને હરાવી રાજધાનીમાં જનરલ પોલોકને માળ્યો. જનરલ પોલોક-ને આવવાની વાત સાંભળી અકબરખાંને કેદીઓને ગુલામ તરીકે વેચવાની ધાસતી બતાવી પણ તે લોકો લાંચ આપી છુટી આવ્યા. તેમાં સર રોબર્ટસેલની સ્ત્રી તથા પુત્રી એ બંધીવાનની ભેગાં હતાં તેમનું રક્ષણ કરવા લશ્કર મોકલ્યું. તેનો મેળાપ થવાથી લસ્કરમાં નાના મોટા સર્વને આનંદ થયો. આ પ્રમાણે અંગ્રેજનો અપયશ થયો હતો તે ધોવાઇ ગયો. તેમ શાહસુ-જા મરણ પામ્યો હતો, માટે અફગાનીસ્તાનમાં વધારે રેહેવાની જરૂર નથી એમ નકી કરી ઇસ્ટાલીફ તથા ચારેકર જીતી તેમનો નાશ કરી અંગ્રેજી સૈન્ય હિંદુસ્તાનમાં આવ્યું; અને હવેથી તેમના ટંટામાં મન ઘાલવાનું મૂકી દીધું.

## પૂનરા વર્તકને માટે પ્રશ્ન.

લાર્ડ વિલ્યમ બેન્ટિકની કારકીદીનું વર્ણન કરો? કંપનીના પટામાં ૧૮૩૩ માં શો ફેરફારથયો? અફ ગાનીસ્તાનના રાજની વ્યવસ્થા ને તેમની સાથે શા કારણથી લઢાઇ થઇ? તેમની પેહેલા લઢાઇનું વર્ણન કરો? બીજી લઢાઇ શી રીતે ઉઠી ને તેનું વર્ણન, દોસ્તમહમદ, શાહસુજા અકબરખાં, રોબર્ટસેલ, પોલોક, નોટ, મેકનાટ વિગેરેને માટે તમે શું વાંચી ગયા તે કહો?

# प्रकरण २२ मुं.

## सिंधनी जीत तथा सिंध्या साथे लढाई.

### इ० सं० १८४२ थी १८४४ सुधी.

આગળ કહી ગયા પ્રમાણે અફ્ગાનીસ્તાનની લઢાઇને માટે મુંબાઇનું લસ્કર જતું હતું; તેને સિંધના અમીરોથી હરકત થઇ હતી તેની દાઝ તથા ચાલતી લઢાઇમાં તેમણે તે લોકો સાથે કાગળ પત્રનો વેહેવાર રાખ્યો એ વિગરે કારણોથી દ્રૂષનો વધારો થયો. આ વખતે એટલે ૧૮૪૨ માં જે લસ્કર તે પ્રાંતમાં હતું તેનો ઉપરી સર ચાર્લસ નેપીઅર હતો. બીજું લસ્કર હૈદરાબાદમાં હતું, તેનું ખરચ અમીરોને આપવું પડતું હતું. આથી તે પરતંત્ર જેવા થયા હતા, તોપણ તેમણે ગેરવર્તણુક ચાલુ રાખી. તેથી ગવરનર જનરલનો વિશ્વાસ ઉઠી ગયો, અને તેમણે નવા કરાર લખી તેમની સહી લેવા મોકલ્યા, તે ઘણા સખત હતા. તે ઉપર તેમણે કચવાતે મને સહીઓ કરી. આ પ્રમાણે સહીઓ થઇ પણ થોડીવારમાં જણાયું કે તેઓ ઘણા દાઝે બળ્યા છે કેમકે તા० ૧૫ મી ફેબ્રુઆરીએ કમીશનર સાહેબ ઉપર હલ્લો કર્યો. થોડીવાર લઢાઇ ચાલ્યા પછી અંગ્રેજી માણસો વહાણ ઉપર ગયાં. આ વખતે નેપીઅરનું લસ્કર પાસે હતું તે બે દિવસમાં હૈદરાબાદ પાસે મીઆનીગામ છે ત્યાં આવી પહોચ્યું અમીરો પણ લઢાઇની તૈયારી કરી તેને આવવાની વાટ જોતા હતા. બંને લસ્કરો ભેગાં થયાં કે લઢાઇ ચાલુ થઇ તેમાં અમીરોની છેક હાર થઈ ને તેમાંના ૭ જણ હથીઆર મૂકી શરણ આવ્યા. આ લઢાઇમાં અંગ્રેજના ૨૫૬ તથા બલુચીના આશરે પાંચ હજાર ઉપર મુઆં. પછી બે દિવસે હૈદરાબાદ જીતી લીધું

તોપણ હજુ લડાઇનો અંત આવ્યો નહોતો તેઓ લશ્કરો લેઇ
હૈદરાબાદ આગળ આવ્યા. તા૦ ૨૪ મી મારચે પાસે અહીં
એક ગાઊ પર ડબા ગામ છે ત્યાં આગળ તેમણે હુમલો
કર્યો. આ વખતે મીઆનીગામની પેઠે તેમની છાવણી બે નદીને
કિનારે મજબુત જગામાં હતી, તથા બલોચી લોકોએ બહુ જો
માર્યું પણ તેમની હાર થઇ. આ પછી શેરમહમદ તથા શાહ-
મહમદ નામના બે અમીરોએ હથીઆર છોડયાં નહોતાં તેમ-
નો બંદોબસ્ત કર્યો. પછી બધો સિંધ દેશ તાબામાં આવ્યો.

આ લડાઇ પતી કે ગ્વાલિઅરના રાજ માટે ગવરનર જ-
નરલને ચિંતા થઇ. તે એવી રીતે કે દોલતરાવ સિંધ્યા જેની
સાથે લોર્ડ હેસ્તિંગ્સે સલાહ કરી હતી તે ૧૮૨૭ માં મરણ
પામ્યો. તેને કાંઇ છોકરૂ નહોતું તેથી પાસેના સગામાંથી એક
જનકોજીરાવ નામે પુરૂષને ગાદીએ બેસાડયો હતો તે ૧૮૪૩ ના
ફેબ્રુઆરીમાં મરણ પામ્યો. તેની વિધવાએ દુરના સગામાંથી એક
દત્તક લેઇ ગાદીએ બેસાડયો તે બાળક હોવાથી મામાસાહેબ નામે
એક ઊમરાવને રાજ કારભાર સોંપ્યો. આ વાત અંગ્રેજોએ બ-
હાલ રાખી. પણ જલદીજ દરબારમાં ફુટ પડી. તેથી તથા દા-
દા ખાસગી વાળો નામે એક કારભારી જે સર્વ પ્રકારે અંગ્રેજનો
પ્રતિકુળ હતો તેને ઘણું ખરૂં લશ્કર અનુકુળ થયું. તેથી મામ-
સાહેબને કારભાર છોડી અંગ્રેજી હદમાં જવું પડયું. આ વાત ગવ
રનર જનરલને ઠીક લાગીનહીં, તથા દિવસે દિવસે લશ્કરે વધારે ફિસાદ
કરી અંગ્રેજી હદમાં ઊપદ્રવ કરવા માંડયો, તેથી બંદોબસ્ત કર-
વાની જરૂર પડી. દાદાખાસગી વાળાને હવાલે કરવા સિંધ્યાના
દરબારમાં લખ્યુ પણ તેનું જોર એટલું વધી ગયું હતુ કે રાણીથી
તેને કાઢી શકાયો નહીં. છેહલે એક પક્ષ વાળાએ દાદાખાસગી

વાળાને અંગ્રેજને હવાલે કર્યો. પણ મરેઠી સૈન્ય જોરાવર થઇ પડચું હતુ તેને હાથમાં રાખવાનું બળ દરબારમાં રહ્યું નહોતું. તેથી એનો બંદોબસ્ત કરવો એવું નકી કરી ગવરનર જનરલ જાતે ગ્વાલિઅર આવવા નિકળ્યો અને ખાનપુરમાં એક લશ્કર હતું તેનો ઊપરી લાર્ડ ગફને ઠરાવ્યો. તેમની અને મરેઠી લશ્કરની તા૦ ૨૯ મી ડીસેમ્બરે મહારાજપુર તથા પનિઆર આગળ મોટી લડાઇ થઈ તેમાં સિંધ્યાના લશ્કરની હાર થઇ; ૧૬૦ પિતળની તોપો અંગ્રેજના હાથમાં આવી અને ૨૦૦૦૦ લશ્કરી માણસના હથીઆર ખુંચી લેઇ રજા આપી. હવે રાણી તથા તેને સલાહ આપનારાઓના મનમાં ગવરનર જનરલની મરજી પ્રમાણે ચાલવાની વાત ઊતરી. તેમાં એવો ઠરાવ થયો કે મહારાજા ઊમર લાયક થાય ત્યાં સુધી પંચ ઠરાવામાં આવે તે કામ ચલાવે, બધી વાતમાં રેસિડેંન્ટની મરજી પ્રમાણે ચાલવું, મરેઠી સૈન્ય ઓછું કરી નાંખવું, ગ્વાલિઅરમાં અંગ્રેજી લશ્કર રાખવું તથા તેનું ખરચ રાજ્યની ઊપજમાંથી આપવું, અને રાણીના હાથમાંથી બધ હકુમત લેઈ લેવી ને તેને વરસાસન બાંધી આપવું એ પ્રમાણે ઠરાવ થયા. એ કરાર મહારાજાએ કબુલ રાખ્યા ને ફરીથી તે રાજમાં શાંતી કરી એલેનબરો સાહેબ કલકતે આવ્યો. તેણે સિંધ તથા ગ્વાલિયરને માટે જે ચાલ ચલાવી તે કોર્ટ આફ ડાયરેકટરોને પસંદ પડી નહીં તેથી તેને પાછો બોલાવી લેઈ સર હેન્રી હાર્ડીઝને મોકલ્યો.

## પૂનરાવર્ત્તક માટે પ્રશ્ન.

સિંધની લડાઇ થવાનું કારણ ને તેનું પરિણામ જણાવો ? સિંધ્યાના દરબારમાં શા કારણથી બખેડા ઊઠયો ને તેનું પરિણામ શું થયું તે જણાવો? મિઆનીગામ, હૈદરાબાદ, મહારાજપુર તથા પનિઆર આગળ શા બનાવ બન્યા તે કહો ?

# प्रकरण २३ मुं.

## पंजाबनी पेहेली लढाई,

### इ० स० १८४४ थी १८४७ सुधी.

સર હેન્રી હાર્ડીજની મરજી શાંતિ રાખવાની હતી, તો પણ લઢાઈ કરવાની જરૂર પડી. આગળ લખ્યા પ્રમાણે પંજાબમાં શીખ લોકનો રાજા રણજીતસિંગ રાજ કરતો હતો તેને ને અંગ્રેજોને સલાહ હતી તે સન ૧૮૩૯ માં મરણ પામ્યો. તે પછી લશ્કરનો તથા રાજનો બંદોબસ્ત રાખે એવો પુરૂષ નહોતો. તેથી દેશમાં ઘણો ગડબડાટ થયો હતો તથા તમામ સત્તા લશ્કરી લોકના હાથમાં હતી, સન ૧૮૪૫ માં લાહોરનો રાજા દુલિપસિંગ બાળક હતો તેથી તેની વતી રાજ કારભાર તેની મા કરતી હતી, તેણે કેટલીક ઉથલપાથલ કર્યા પછી પોતાના ભાઈને પ્રધાનવટુ આપ્યું. તે પછી બખેડો થયો તેમાં પ્રધાન માર્યો ગયો અને રાજા ગુલાબસિંગ કરીને એક મોટો સરદાર હતો તે પ્રધાનપણું લેઇ તમામ રાજ કારભાર કરવા લાગ્યો, લશ્કરે આ વખતે અંગ્રેજી રાજની સરહદ ઉપર ચઢાઇ કરવાને નકી કર્યું. આ મતને ગુલાબસિંગ પણ ઊપરથી મળતો થયો, પણ તેણે ઉઘાડી દુશ્મની દેખાય એવાં કાંઇ કામ કર્યાં નહીં. આ વાત ગવરનર જનરલને જણાયાથી સરહદ ઉપર ફીરોજપુર તથા લુડિયાનાં બે થાણાં હતાં ત્યાં લશ્કર મોકલ્યું તથા પોતે પંડે જવા નીકળ્યો. આણી તરફ શીખ લોકોએ પણ બારમી ડીસેંબરે ફિરોજપુરથી આતેક ગાઉને છેટે પડાવ નાંખ્યો, સરહ્યુગફના હાથ તળે અંબાળામાં અંગ્રેજી લશ્કર હતું. તેને લુડીઆના સૈન્યને જઇ મળવું એવો હુકમ થયો.

તે લોકો તા૦ ૧૮ મી ડીસેંબરે મુડકી આગળ આવી પહોંચ્યા ત્યારે તેમનાપર શીખ લોકો આવેછે એવી ખબર મળી. તેથી રસ્તાનો થાક તથા ભુખને વિસારી લઢવાની તૈયારી કરી શત્રુ સામા ચાલ્યા. શત્રુઓએ વેગળેથી તેમને આવતા જોઈ તોપોનો મારો ચલાવ્યો, તેના ઉપર અંગ્રેજી ફોજે ધસી તેમને મોરચામાંથી હાંકી કાઢી તોપો લેઇ લીધી, આ લઢાઇ છેક રાત થયા પછી સુધી ચાલી તેમાં અંગ્રેજની જીત થઇ. આ લઢાઇથી શીખ લોકની શૂર વીરતા જાણ્યામાં આવી. અંગ્રેજોનાં ઘણાં માણસો મરાયાં તેમાં જલાલાબાદમાં શૂરવીરપણું કરનાર રોબર્ટ સેલ મરાયો. આ પછી તા૦ ૨૧ મી ડીસેમ્બરે તેઓ ફીરોજપુર આગળ મોરચાં બાંધી રક્ષણને માટે સો તોપો ગોઠવી ઉભા હતા. અંગ્રેજોનું તોપખાનું તેવું મજબુત નહોતું; તો પણ પાયદળ ધસારો કરી શત્રુની છાવણીમાં પેઠું તે વખતે મોટા વેગથી લઢાઇ થઈ, શિખ લોકો મોટા જુસ્સાથી માથુ કોરે મૂકી લઢ્યા તથા ઘાએલ થએલા ગોરા લોકોને મારી નાંખી ઘણીવાર સુરંગો ફોડી અતિશય ત્રાસ ઉપજાવ્યો. ડાબી બાજુએ સરજાન લીટલને મોકલ્યો હતો તેની બીજા જેવી જીત ન થતાં ઘણા માણસોનો નાશ થઇ પાછુ ફરવું પડ્યું. આ પ્રમાણે તડામાર લઢાઇ ચાલતાં રાત પડી તેથી થોડીવાર લઢાઈ બંધ પડી. અંગ્રેજો શત્રુની છાવણીમાં ઘુસ્યા હતા તેથી અંધારામાં શત્રુ કોણ મિત્ર કોણ તે ઓળખાતુ નહીં. પણ હજુ સુધી તોપો શત્રુની પાસે હતી તેમાંથી વારંવાર ગોળાઓનો વરસાદ વરસતો હતો. અંગ્રેજો દસબાર ગાઉ ચાલી થાકેલા હતા ને તેમાં ભુખને તાઢનું મોટું દુખ હતું. પણ તેમની સાથે ગવરનર જનરલ તથા કમાંડીંગ ઇન ચીફ હતા તેમનો દાખલો જોઈ ધીરજ રાખતા. સવાર થતાં

લડાઇ ચાલુ થઇ. ત્યારે અંગ્રેજી લશ્કર ઊપર પ્રમાણે દુખી હાલતમાં હતું તો પણ લડવા તૈયાર થયું. પાયદળે હલ્લો કરી શત્રુની ૭૮ તોપો ખુંચી લીધી આ પ્રમાણે થોડા શિખ લોકો હાર્યા, તેવામાં પાછળ થોડે છેટે તેમનું ૩૦૦૦૦ હજાર માણસ પોતાના સરદાર તેજસિંહના હાથ તળે હતું તે આવી ખડુ થયું. તો પણ અંગ્રેજી સૈન્યે બહાદુરીથી તેમને સતલજની પેલી પાર હાંકી કાઢ્યા. આ લડાઇમાં અંગ્રેજી લશ્કરની ઘણી હાની થઇ તેથી બીજી તોપો વિગરે સામાન આવતાં સુધીં આ જીતેલી જગાએ પૈડાવ નાંખી રહ્યા. આ મુદતમાં શીખ લોકોએ અંગ્રેજી રાજમાં હલ્લા કર્યા તેના બંદોબસ્ત માટે સરહારી સ્મીથને મોકલ્યો. તેને કેટલીક વખતે થોડા થોડા શીખ લોક મળ્યા ને નાની લડાઇઓ થઇ તેમાં અંગ્રેજનો જય થયો નહીં, સ્મીથ લુડીએ જઇ ત્યાંનું ભય દૂર કરી ત્યાંની ફોજ તથા પોતાની ફોજ લેઇ તે અલવલી આગળ શત્રુ પડ્યા હતા તેના સામો ચાલ્યો. આ વખતે શત્રુનું બમણું લશ્કર હતું તોપણ અંગ્રેજી ફોજે ચતુરાઇથી પ્રથમ અલવલી જીતી લેઇ શત્રુને સતલજ પાર હાંકી કાઢ્યા, તે લોકો ઊતાવળે જવામાં તોપો વીગરે સામાન મૂકી ગયા તે જીતેલા અંગ્રેજોને હાથ આવ્યો. આ પછી સ્મીથ મોટા લશ્કરને આવી મળ્યો. શત્રુઓ સતલજને ડાબે પાસવે સોબેરેઓન નામે મજબુત થાણું કરી લડાઇની તૈયારી કરવા લાગ્યા. અંગ્રેજોને પણ જોઇતો સામાન આવી ચુક્યો હતો તેથી હુમલો કરવાને તથા લાહોર ભણી જવાને તૈયાર થયા વહાણ ઊપરથી અંગ્રેજી ફોજે કિલ્લાપર તોપોનો મારો ચલાવ્યો, પણ આથી શત્રુની છાવણીનો નાશ થાય એમ નથી એ નકી જણાયાથી પાયદળે તથા ઘોડેસ્વારોએ મરણીઆ થઇ ધસારો કર્યો તેમનો શત્રુની તોપોએ ઘણો નાશ કર્યો, તોપણ ધુળના કોટમાં

બાકાં પાડી શત્રુની તોપો લેઈ તેમના ઉપર તુટી પડ્યા, મોટી લોહી લુહાણ લઢાઇ થઇને અંતે તેમની હાર થઇ અંગ્રેજી ફોજ તરતજ લાહોર તરફ ચાલી, તે કસુર ગામ પાસે આવી ત્યારે મહારાણાની માએ સલાહ કરવા ગુલાબસિંગને મોકલ્યો તેની મુખ્ય મતલબ અંગ્રેજી ફોજ આગળ વધે નહીં એવી હતી, પણ તે વાત ગવરનર જનરલે માની નહીં ને કહ્યું કે લાહોર આવ્યા પછી અમે જેમ કહીશું તેમ સલાહ કરવી પડશે. પછી રાજા પોતે મળવા આવ્યો તેને યોગ્ય માન આપી, પોતાનું લશ્કર તથા અધિકારીઓ આપી રાજધાનીમાં પહોંચાડ્યો. તે વખતે વગર મેહેનતે શેહેર હાથ આવ્યું. આ પછી તા૦ ૮ મી મારચે કરારનામાપર સહીઓ થઇ. લઢાઇના ખરચ બદલ બહુ દ્રવ્ય આપવું પડ્યું, બિયા તથા સતલજની વચ્ચેનો મુલક અંગ્રેજને સ્વાધીન કર્યો, લશ્કર ઓછું કર્યું તથા લઢાઇમાં અંગ્રેજને હાથ આવેલી તોપો હતી તે શિવાયની બીજી તોપો તેમના હવાલામાં આપી. પાછળ કબુલ કર્યા પ્રમાણે દ્રવ્ય નહીં અપાયાથી બીજો કેટલોક પ્રાંત અંગ્રેજને આપ્યો તે તેમણે ગુલાબસિંગને બક્ષીસ આપ્યો. આ પ્રમાણે શીખ લોકો જેમનો વિચાર કલકત્તે જઈ અંગ્રેજને હિંદુસ્તાનમાંથી હાંકી કાઢવાના હતા તેમને નમાવ્યા. આ પ્રમાણે પંજાબની પેહેલી લઢાઇનો છેવટ આણી લાહોરમાં ૧૦૦૦૦ હજાર માણસ મૂકી સરહેન્રી હાર્ડીંજ કલકત્તે આવ્યો. તેની કારકીર્દીનાં બાકીનાં વર્ષ શાંતીમાં ગયાં.

## પુનરાવર્તક માટે પ્રશ્ન.

પંજાબ સાથે શા કારણથી લઢાઇ કરવી પડી ને તેનું ટુંકું વર્ણન કરો ? મુડકી, ફીરોજપુર, અલવલી, અને સોબરેઓન એ જગાઓએ શા બનાવ બન્યા તે કહો ?

# प्रकरण २४ मुं.

## पंजाब तथा पेगु प्रांतनी जीत.

ई० स० १८४८ थी ई० स० १८५३ सुधी.

હાર્ડીંજ પછી ડેલૌઝિ ગવરનર જનરલ થયો તેના વખતમાં શાંતિ રહે એવું જણાતું હતું, તોપણ તેને આવ્યાને ઘણા દિવસ થયા નહીં એટલામાં પંજાબમાં લડાઈ સળગી. તે એવી રીતે કે મુલતાનના સુબા લાલા મુળરાજે પોતાના લોકોને અંગ્રેજોના સામાં હથીઆર પકડવાને તથા તેમને કાઢી મેલવાને ઉશ્કેરતો હતો. આથી લાહોરના અંગ્રેજોએ તેને અધિકાર ઉપરથી દૂર કરી તેની જગાએ ખાનસિંગને ઠરાવ્યો તથા મિ० વાન્સ અગન્યુ તથા એંડરસન એ બેને અંગ્રેજના વકીલ તરીકે તેની સાથે મુલતાન જવા હુકમ થયો. આ હુકમ મુળરાજે માન્ય કર્યો તેથી કાંઇ ટંટો થાય એમ જણાયું નહીં, પણ જે દિવસે અંગ્રેજનાં માણસો મુલતાન આવ્યાં તે વખતે મુળરાજની એક ટોળીએ તેમનાપર હલ્લો કરી ઘણાને ઘાએલ કર્યા તેથી ખાનસિંગ તથા અંગ્રેજના માણસોએ પાસે કિલ્લો હતો તેમાં પડાવ નાંખ્યો. આ ઠેકાણે અંગ્રેજ સાથેના શીખ તથા ગુરખા ફુટેલા હતા, તેઓએ બારણાં ઉઘાડી શત્રુને માંહે આવવા દીધા. તેમણે ઘણું નિર્દયપણું કરી અંગ્રેજોના જીવનો ઘાત કર્યો. આ વિશ્વાસઘાતનું કામ થયું, એટલુંજ નહીં પણ લાહોરમાંય છળભેદ થયો હતો તેમણે લશ્કરને ફોડવાનું કર્યું પણ ફાવ્યા નહીં. મુલતાનના વર્તમાન લાહોરમાં સાંભળતાંજ શેરસિંગ નામે શીખ સરદાર ઉપર અંગ્રેજને સંપૂર્ણ વિશ્વાસ હતો તેને મોકલ્યો. પણ આ કરતાં વધારે

મદદ સિંધુ નદીને કાંઠે લિહા ગામમાં મી૦ એડવર્ડસ હતો તેની તરફથી મળી. તે પોતાના પાસે શીખનું વિશ્વાસુ લશ્કર લેઇ મુલતાનભણી ચાલ્યો, અને ભાવલપુરના નવાબને મદદ કરવાને લખ્યું તેણે તે વાત માથે ચઢાવી પહેલેથી છેલ્લે સુધી વિશ્વાસુપણાથી મદદ કરી. આ મદદ આવી પહોંચતાં અવલ શીખ લોકોએ તેનાપર હલ્લો કર્યો હતો પણ તેમાં તેમની હાર થઇ. તા૦ ૧૮ મી જુંન ૧૮૪૮ માં સદસાય ગામ આગળ લઢાઇ તેમાં થઈ થોડી વાર સુધી કોની જીત થશે તે જણાયું નહીં પણ અતે એડવર્ડસની બહાદુરીથી મૂળરાજની કેવળ હાર થઈ. તો પણ તે એકલો મુળરાજને નાશ કરી શકે એમ નહોતું. જનરલ વિહિસ અગસ્ટમાં આવી પહોંચ્યો. આ વખતે ૨૮૦૦૦ લશ્કર થયું, ને મુલતાનને ઘેરો ઘાલ્યો. આણીગમ હજારા પ્રગણામાં છત્રસિંગના હાથ તળે શીખ લોકોએ બંડ ઉઠાવ્યું, અને આ પ્રમાણે પંજાબ પ્રાંતમાં બીજે ઠેકાણે પણ બંડોની વૃદ્ધિ થવા લાગી, પરંતુ મુલતાનના લશ્કરે જીત કરી હતી ને ઘેરાનું કામ ઠીક ચલાવ્યું હતું, તેવામાં નહીં ધારેલી એવી વાત બની કે શેરસિંગ જેના ઉપર અત્યાર સુધી વિશ્વાસ રાખ્યો હતો તે એકાએક ફરી ગયો.

હવે લઢાઇનું મંડાણ પાકા પાયા પર ચાલ્યું. બંને પક્ષમાં ઘણાં માણસ મળ્યાં હતાં. અંગ્રેજનો સેનાપતિ લાર્ડ ગફ હતો તેણે ફીરોજપુરમાં મોટું લશ્કર એકઠું કરી શેરસિંગ તથા તેના બાપ છત્રસિંગના ઊપર ચાલ કરી, નવેંબર માસની તા૦ ૨૧ મીએ શત્રુઓ રામનગર આગળ ચીનાબ નદીપર મજબુત જગાએ પડાવ નાંખી રહ્યા હતા ત્યાં અંગ્રેજી સૈન્ય આવી પહોંચ્યું. આ ઠેકાણે નદીને કાંઠે લઢાઇ થઈ તેમાં અંગ્રેજી લશ્કરે બહાદુરી કરી તોપણ પાછું હઠવું પડ્યું. પછીથી બંને તરફ વાળાએ થોડી

મૂદત લઢાઇ બંધ રાખ્યા પછી તા૦ ૧૩ મી જાન્યુઆરીએ લાર્ડ ગફ લાંબી લાંબી મજલો કરી શત્રુની છાવણીની નજદીક જઇ પહોંચ્યો. ત્રીજે દિવસે લઢાઇની શરૂઆત થઇ. શત્રુ કરતાં અંગ્રેજની ફોજની જગા પ્રતિકુળ હતી તોપણ જાતી સ્વભાવ પ્રમાણે શૂરવીરપણાથી લઢી તેમને નસાડયા, પણ તેમની પાછળ જવાયું નહીં. આ લઢાઇમાં જય માન્યો ખરો પણ ઘણા લોકની હાની થઈ તેમ શીખનાં આ ચિલીઅનવલાની લઢાઈમાં અંગ્રેજ કરતાં વધારે માણસનો નાશ થયો. મુલતાનમાં વિહીસસાહેબને મુંબાઇથી મદદ આવી પહોંચી. આથી તે તેણે તા૦ ૩૧ મી ડીસેમ્બર ૧૮૪૮ ને રોજ કિલ્લાને મજબુત ઘેરો ઘાલ્યો. કિલ્લામાંના માણસોએ હલ્લો કર્યો પણ તેમાં ફાવ્યા નહીં ને તા૦ ૨૭ મી જાનેવારીએ મુલતાન શેહેર જીતી લીધું. તથા તા૦ ૨૨ મીએ મુળરાજે કિલ્લો સ્વાધિન કર્યો. આ રીતે આ લઢાઇનો અંત આવ્યો તેથી તેમાં રોકાયલાં ઘણાં માણસો લાર્ડ ગફના હાથ તળે ગયાં. કિલ્લો માન્યા પછી અગન્યુ તથા આન્ડરસન સાહેબના ડ દાને ખોદી કઢાવી કિલ્લાના કોટ ઊપર દટાવ્યાં ને મુળરાજને આ કામની તપાસ કરી જન્મ ટીપની સજા કરી. ચિલીઅનવલાની લઢાઇની વાત સાંભળી ઇંગ્લાંડમાં સર્વને શોક થયો, અને તેમણે લાર્ડ નેપીઅરને આ પંજાબની લઢાઈ ચલાવા મોકલ્યો પણ તે આવતા પહેલાં અંગ્રેજની ફોજે તા૦ ૨૧ મી ફેબ્રુવારીએ ગુજરાતની લઢાઇમાં શેરસિંગની પાસે ૬૦૦૦ માણસ ૫૯ તોપો તથા અફગાન લોકની મદદ છતાં શૂરવીરતાથી લઢી તેમને રણક્ષેત્રમાંથી નસાડી તેમનો કેડો લીધો. અફગાન લોકની પાછળ ખાઇબર ઘાટ સુધી સર વાલ્ટર ગિલબર્ટ ગયો. આ જીત થયા પછી ઘણા શીખ સરદારો શરણ આવ્યા અને તેમનું

ઘણું લશ્કર તુટી ગયું. પંજાબ જીતી લેઇ અંગ્રેજી રાજમાં ભેળી દીધો તા૦ ૨૯ મી મારચ ૧૮૫૧.

લાર્ડ ડેલૌઝી ઊપર લખેલી લઢાઇમાં ગુથાયો હતો તેવામાં રંગુનના સુબાએ અંગ્રેજના બે વહાણોને નાહક પાડા કરી તથા બીજા કામમાં પણ દુશ્મનાઈ દેખાડી તેથી ગવરનર જનરલે નૌકાપતિ લામ્બર્ટનને મોકલ્યો ને તેને કહ્યું કે સુબો માને તો તે નહીં તો આવાના રાજાને લખવું. સુબાએ તેનો અનાદર કર્યાથી રાજાને લખ્યું. તેથી તેને બોલાવી લેઇ બીજાને મોકલ્યાં, તે વળી પેહેલાના કરતાં વધારે શત્રુતા દેખાડવા લાગ્યો. રંગુન વિગરે બંદરોને લામ્બર્ટે ઘેરો ઘાલ્યો ને ઘણા બરા બ્રહ્મીલોકને હરાવ્યા તે પછી કેમ કરવું તેને માટે ગવરનર જનરલને પૂછવા કલકતે આવ્યો. ડેલૌઝીની મરજી સલાહ સંપથી ટંટો પતાવાની હતી તેથી તેણે રાજાને અંગ્રેજનું મન મનાવા લખ્યું પણ તેણે તે વાત માન્ય કરી નહીં તેથી લઢાઈની તૈયારી કરવી પડી ૧૮૫૨ ના એપ્રીલમાં રંગુન નદીના મુખ આગળ વહાણો મોકલ્યાં ને તેના ઉપરી ગોડવિને માર્ટાબાન જીતી લીધું તથા રંગુન પણ ભારે લઢાઇ કરી જીતી લેઇ પેગ્યું પ્રાંતમાં જઇ તેની તેજ નામની રાજધાની જુન માસમાં લીધી. તે લેવાને બ્રહ્મી લોકોએ મેહેનત કરી પણ તે અફળ ગઇ આ વખતે લઢાઈ કરતાં કોગળીયા ને તાવના કારણથી ઘણા માણસની હાની થઇ. થોડા દિવસમાં જનરલ ગોડવિન પ્રોમ ગયો. આ રીતે થોડી મુદતમાં આખો પેગુ પ્રાંત જીતી લીધો ને તે ગવરનર જનરલે ખાલસા કરવાનું ઠીક વિચારી અંગ્રેજી રાજ જોડે જોડી દીધાનું જાહેરનામું પ્રસિદ્ધ કર્યું. આણી તરફ આવાના દરબારમાં ઊથલપાથલ થઇને રાજાને કાઢી મૂકી તેનો ભાઇ ગાદીએ બેઠા

તેને ખાત્રી હતો કે આપણું અંગ્રેજના આગળ ચાલવાનું નથી માટે સલાહ કરી તા૦ ૩૦ મી જુન ૧૮૫૩. લાર્ડ ડેલૌઝીએ પંજાબ તથા પેગુ પ્રાંત અંગ્રેજી રાજમાં જોડીં દીધા તે કામને માટે તેને વખોડવામાં આવેછે પણ તે પ્રમાણે કરવાની જરૂર હતી, કેમકે આ બંને પ્રાંતમાં ફરીથી લડાઇ ઉઠી હતી, માટે જો આમ ન કર્યું હોતતો શત્રુઓ તરફથી હમેશાં ભય ને ઉપદ્રવ થવાની ધાસ્તી રહેત.

### પૂનરાવર્ત્તક માટે પ્રશ્ન.

પંજાબમાં ફરીથી શા કારણથી લડાઇ કરવાની જરૂર પડી તે જણાવો? મુલતાન, સદસામ, રામનગર, ચિલિઅનવલા અને ગૂજરાત આગળ શા બનાવો બન્યા તે કહો? એડવર્ડ, અગન્યુ' લાર્ડગફ, એડવર્ડસ, શેરસિંગ, છત્રસિંગ, લાલામૂળરાજ, લામ્બર્ટ' ગોડવિન એ વિશે તમે આ પ્રકરણમાં શું વાંચી ગયા? બ્રહ્મદેશ સાથે બીજીવાર શા કારણથી ટંટો ઉઠયો ને તેનું પરિણામ ટુંકામાં જણાવો?

## प्रकरण २५ मुं.

### लार्ड डेलौजीनी कारकीर्दीनी समाप्ति.

### इ० स० १८५४ थी १८५७ सुधी.

૧૮૫૨ માં નિજામ સાથ નવા કાલકરાર થયા, કેમકે તેની મદદને માટે અંગ્રેજી લશ્કર તેના રાજમાં રેહેતું હતું તેનું ખરચ કેટલાક વર્ષથી વખતસર અપાતું નહોતું; તેથી ચઢેલા દેવાના બદલામાં નિજામે હેદરાબાદની ઉત્તર તથા પશ્ચિમનાં ચાર પ્ર-

ગણ્યાં આપ્યાં. આ અરસામાં નાગપુરનો રાજા નર્સતાન મુઓ તેથી તે રાજ પણ અંગ્રેજી રાજમાં ભેળી દેવામાં આવ્યું. આ પછી બે ત્રણ વર્ષ શાંતી ચાલી. પણ ૧૮૫૫ ના જુલાઇમાં બંગાળામાં સોન્થલ નામના પહાડી લોકોએ, બંગાળાના સાહુકારો તેમને વ્યાજે નાણું ધીરી ઘણું દુખ દેતા હતા તેથી કંટાળીને ડુંગર ઊપરથી ઊતરી આવી આસપાસના પ્રાંતોમાં અનર્થ કરવા માંડ્યો, પણ સવેળાએ જનરલ લોયલ્ડને લશ્કર આપી મોકલ્યો તેણે તેમને હરાવી બંડની સમાધાની કરી. અયોધ્યાના નવાબ સાથે સન ૧૮૦૧ માં સલાહ થઇ હતી, ત્યારથી આજ સુધી રાજકારભારમાં ઘણું અંધેર ચાલતું હતું અને ૧૮૫૫ માં તો છેક બેદાદી થઇ હતી. નવાબ વિષયી હતો તેથી તેના કારભારીઓ ને તેના માણસોએ અતિશય જુલમ કરવા માંડ્યો હતો. તેમાં વળી હિંદુ તથા મુસલમાન વચ્ચે ધર્મ સંબંધી લઢાઇ ચાલી તેમાં પ્રથમ મુસલમાનોની હાર થઇ, તેઓ ફરીથી એકઠા થવા લાગ્યા, પણ નવાબને ત્યાં અંગ્રેજી સૈન્ય હતું તેણે મુસલમાનોને હરાવી તેના આગેવાનને ઠાર માર્યો. આ ઝગડાને લીધે પાસે અંગ્રેજી રાજની સરહદ હતી તેમાં પણ બખેડા થશે એમ ધારી ગોરા લોકનુ લશ્કર એકઠું કર્યું, પણ લઢવાનો પ્રસંગ આવ્યો નહીં. ઊપર પ્રમાણે અયોધ્યાનું અંધેર જોઈ કોર્ટ આફ ડાયરેક્ટરોએ લાર્ડ ડેલોઝીને લખ્યું કે એ રાજમાં વ્યવસ્થા કરવી અગર તે આપણા રાજમાં ભેળવી દેવું. તેથી ગવરનરે નવાબને કહ્યું, કે અમારે તમારે સંધી થઇ હતી તે પ્રમાણે રાજ કરવાને તમે ના લાયક છો માટે ફરીથી સલાહ કરી બધો મુલક અમારે હવાલે કરો. અને તમારો મરતબો રહે તેને માટે અમે તમને મોટી રકમનું વર્ષાસન બાંધી આપીએ. પણ તે વાત તેણે માની નહીં.

ત્યારે ડેલોઝીએ એક જાહેરનામું પ્રસિદ્ધ કરી તેમાં તમામ હકીકત લખી અયોધ્યા પ્રાંત અંગ્રેજી રાજમાં ભેળી દીધો તા૦ ૬ ઠી ફે-બ્રુઆરી ૧૮૫૬. તેનો કારભાર કરવા પંજાબની પેઠે સર જેમ્સ ઐાટમરામને ઠરાવ્યો તેણે રૂડી રીતે રાજ ચલાવ્યું. લાર્ડ ડેલો-ઝીના વખતમાં હિંદુસ્તાનના લોકોની સંસારી સ્થિતિ સારી ચા લવા લાગી. સરકારે કેળવણી ખાતાને માટે યોગ્ય અધિકારીઓ રાખી, કોલેજો, હાઇસ્કુલો, તથા વ્યવહારોપયોગી કામને માટે ગુજરાતી નિશાળો કાઢી, ખેતરની આબાદાની માટે નેહેરોં ખોદાવી, તાર તથા આગગાડી હિંદુસ્તાનમાં ચાલુ થઇ તેથી એક દેશનો બીજા દેશ જોડે, વ્યપાર વિગેરેમાં સંબંધ થવા લાગ્યો. વળી ૧૮૫૩ માં કંપનીના પટામાં ફેરફાર થયો. ડાયરેકટરોની સંખ્યામાં ઘટારો કર્યો ને તેમાંના કેટલાકને મહારાણી ઠરાવે એવો ઠરાવ થયો. બધે હિંદુસ્તાનમાં ધારા બાંધનારી મંડળી કરી તથા કામ જોગી પરી-ક્ષામાં જે ઊમેદવાર પાસ થાય તેમને વૈદ્યક તથા મુલકીખાતામાં જગાઓ આપવી એવો ઠરાવ થયો.

કલાઇવ ને લાર્ડ્સના વખતમાં જે રાજ કશી ગણતીમાં નહોતું, તેમ આ હાલતમાં ટકશે કે નહીં તેને માટે પણ સંશય હતો તે ઊત્તરોત્તર પરમેશ્વરની મેહેરબાનીથી વૃદ્ધી પામી હાલ આખા હિંદુસ્તાનમાં ફેલાયું. આ ઇશ્વર ઇચ્છા આ દેશના લોક-નું હિત થવાની મતલબ છે. તેને અર્થે ઘણું કરવાનું બાકી છે તોપણ અંગ્રેજોએ આજ સુધીમાં બહુ કર્યું છે. આપણા રૂડા રાજકરત્તા અંગ્રેજો હિંદુસ્તાન છોડી કાલે સિધાવે તોપણ થોડાં વર્ષની તેમના રાજની નીશાનીમાં એમણે જે આ દેશના હિતન-કામ કર્યાં છે તેની છાપ ભુસાઇ જવાની નથી. માણસના કા-મમાં જેમ ખોડ ને વખોડવા જેવું રહી જાયછે, તેમ તેમના કા-

રેલા કામોમાં પણ છે ને તે છેલે સુધી જવાનું નહીં. ગયાં સો વર્ષમાં કંપનીના તાબાના મુલકમાં ભાગ્યેજ લોહી વહ્યું છે. આ રાજ દયા, ને ક્ષમાને સારૂ વખણાય છે. અંગ્રેજો મોટા અધિકાર ઉપર છે. તેઓ ઘણી ખરી વાતમાં સાચા ને વિશ્વાસુ છે, તથા કામ કરવામાં પ્રમાણિકપણે ચાલેછે સતી, બાળહત્યા, તથા મનુષ્યનું બળીદાન આપવાનોચાલ છેક નાબુદ થઇ ગયો છે.

૧૮૫૭ માં મોટો બળવો ઉઠ્યો તેનું ટુંકું વર્ણન.—આ વર્ષ અંગ્રેજોના આ દેશના રાજમાં બહુ ખેદકારક થઇ ગયું છે. વાવ્યકોણના પ્રાંતમાં થોડી મૂદતથી બેદીલી થતી હતી. તેનો ફ-ણગો ધીમે ધીમે હિંદુસ્તાનના બીજા ભાગમાં પસર્યો હતો. આ બંડ થવાનાં ઘણાં કારણ હતાં. દેશી રાજાઓને દત્તક લેવાનો હક રદ કર્યો હતો, અયોધ્યાનું રાજ ખાલસા કરયું. અને અંગ્રેજ સરકાર હિંદુ તથા મુસલમાનોને પરાણે ખ્રિસ્તિ કરવા ધારેછે આવી ખોટી અફવા ગોતરફ ચાલતી હતી. એવામાં અધુરામાં પુરૂ કાર્ટીજ નામની ચામડાની ટોટીઓ બંદુકમાં વાપરવા નવી આવી. તેના ઉપર ગાય તથા સુઅરની ચરબી ચોપડેલી હતી. આ વાત બધાના જાણવામાં આવી. બંગાળાના લસ્કરના મનમાં હતું કે અંગ્રેજની સંખ્યા હિંદુસ્તાનમાં ઘણી થોડી છે, તેથી આપણા આગળ તેમનું ચાલવાનું નથી. આ પ્રમાણે પંજાબથી માંડી કલકત્તા સુધી બળવાની તૈયારી થઇ રહી હતી. તેનો પેહેલ વેહે-લો દેખાવ કલકત્તા પાસે બરાનપુરમાં જણાયો. ત્યાંની દેશી પ-લટણે ચામડાની ટોટીઓ લેવાને ના કહી, તેથી થોડા દહાડા પછી બરાકપુરમાં જઇ તેમાંના કેટલાક માણસોને રજા આપી. આ લોકો જ્યાં જ્યાં ગયા ત્યાં વધારીને વાત કહેવા લાગ્યા. એવા-

માં મિરતમાં કેટલાક ઘોડ સ્વારોએ તે ટોટીઓ લેવાની ના પાડી તેથી તેમને કેદની સજાનો હુકમ થયો. તા૦ ૯ મી મેએ તે અમલમાં આણવાને લશ્કરમાંથી લેઇ જવા માંડયા. બીજે દિવસે સાંજે તમામ છાવણીએ બંડ કરી ઊઠીને તેમણે ઉપરી અમલદારોને ગોળીથી માર્યા તથા લશ્કરથી છેટે અંગ્રેજ રેહેવાશી હતા તેમનો ઘાત કરી દિલ્હી પર ચાલ્યા, ત્યાં તેમને તેમના વિશ્વાસઘાતી સોબતીઓ મળી ગયા. આ ઉશ્કેરાએલા લોકોએ અત્યાર સુધી એક નિષ્ઠાથી નોકરી બજાવી હતી, તેમણે આ વખતે લુણહરામી કરી સરકારના સામાં હથીઆર ઝાલ્યાં, એટલુંજ નહીં પણ નિર્દોષ અબળાઓ તથા બાળકોનો નિર્દયતાથી ઘાત કર્યો. આ કામમાં દિલ્લીનો પાદશાહ જે ઘણાં વર્ષથી શાંતીથી મોજ મારતો હતો તે સામેલ થયો, ને તેમના હાથમાં દિલ્લીનું તોપખાનું વિગરે લડાઇનો સામાન આવ્યો. પણ અંગ્રેજોએ પોતાનુ જાતી શૂરાતન બતાવવામાં બાકી રાખી નહીં. લેફટેનેન્ટ વિલોબી તથા બીજા આઠ જણાંઓએ મોટા લશ્કર સામે બહાદુરીથી ટક્કર ઝીલી કિલ્લાનો બચાવ કર્યો તથા દારૂખાનું સળગાવી દીધું. પછી વિલોબીસાહેબ મિરત ગયો ત્યાં તેનો કાળ થયો. દિલ્લી શેહેર બળવાનું મથક થયું હતું ને તાંહાં બંડ કરી ઘણી ખરી પલટણો ભેગી થઇ હતી. આ બનાવ બન્યો તારે હંદુસ્તાનનો સેનાધિપતિ જનરલ એન્સ સિમળામાં હતો. તે અંબાળે ગયો પણ તે થોડા દિવસમાં રોગથી મુઓ. તેની જગાએ હેન્રી બર્નાડ થયો તે દિલ્લી તરફ જતો હતો તેવામાં વાટમાં જનરલ વિલસન લસ્કર લેઇ મળ્યો. આ બંને લશ્કરે દિલ્લી પાસે ડુંગરીઓ છે ત્યાં પડાવ નાંખ્યો. મંદવાડથી અંગ્રેજી લશ્કરમાં માણસોનો ઘઘરો થતો હતો, ને આણી તરફ શત્રુનું લશ્કર રોજ રોજ વધારે થતુ

હતું, તેઓ વારંવાર હુમલા કરતા હતા, તોપણ અંગ્રેજી લશ્કરે જીત થતા સુધી મુકામ ઊઠાવ્યો નહીં. હવે બંગાળામાં પણ તોફાન ચાલુ થયું હતું. કેટલાક અમલદારો વેળાસર નહીં ચેતતાં વિશ્વાસમાં કુટાયા. પણ લખનૌમાં સર હેન્રી લારેન્સ હતો તે ચેતીને ભયને માટે ગુપચુપ તૈયારી કરતો હતો તોપણ બંડ ઉઠ્યું. બંડખોરોએ અંગ્રેજોને ઘેરી લીધા. આ અરસામાં લારેન્સને ગોળો ફાટીને વાગ્યો તેથી મુઓ. તેણે મરતાં મરતાં સોબતીઓને કહ્યું કે શરણ થશો નહીં. તેઓ તેનું વચન પાળી બહાદુરીથી ટકાવ કરી રહ્યા. ખાનપુરમાં બહુ ઘોર કામ થયાં. આ જગાએ તેમનો ઊપરી છેલા બાજીરાવનો દત્તક પુત્ર નાનાસાહેબ હતો, તેણે કાંઇ વાર લગી છાવણીના મુખ્ય અધિકારી સરહ્યુવીલરને મદદ આપવાનું કહી ઠગ્યો. તેને પોતાના બાપને મળતું વર્ષાશન બંધ થયું હતું તેની દાઝ હતી. તેણે કિલ્લેદારોને કહ્યું કે તમે કિલ્લો સ્વાધિન કરશો તો સુખરૂપે અલાહાબાદ જવા દેઇશ તેમણે તે પ્રમાણે કર્યું, પણ નાનાસાહેબે વચન તોડી તેમનો ઘાત કરાવ્યો. બઇરાં છોકરાંને તા૦ ૧૫ મી જુલાઇ સુધી કેદમાં રાખ્યાં હતાં, તેમને પણ હેવલોકનું લશ્કર આવ્યું હતું તેની સાથે લઢતાં પોતાની હાર થઇ ત્યારે બીજવાઇ મારી નંખાવ્યાં. પણ હવે આ ભુંડા કરમના કરનારાનો બદલો વાળવાનો વખત પાસે આવ્યો હતો. ચોતરફથી અંગ્રેજી લશ્કરને મદદ આવી, બંડ રૂપી ભરતીને પેહેલો રોકનાર કર્નલ નીલ હતો. તેણે કલકત્તે આવ્યા પછી તરતજ કાશી, અલાહાબાદ વિગરે ઠેકાણે જઇ લોકોની વ્યવસ્થા કરી ધીરજ આણી હતી. હેવલોક ફતેહપુરમાં જય મેળવી ખાનપુર ગયો ને ત્યાં આગળ નાના સાહેબને હરાવ્યો કે તે બીથુર નાશી ગયો

ખાનપુરમાં જઇ હેવલોક જુએછે તો નાના સાહેબનાં કરેલાં પાપીષ્ટ કામની નિશાની ઠેર ઠેર જોવામાં આવી. આ પછી હેવલોકે અયોધ્યાના બચાવ માટે ચાલ કરી, ને રસ્તે જતાં બીથુર આવ્યું તે લેઇ નાના સાહેબનો મેહેલ બાળી મુક્યો. લખનૌ જતાં એને વાટે લડાઇઓ કરવી પડતી હતી. તોપણ તે છાવણીમાં ઘેરાએલાં માણસો હતાં ત્યાં જઇ પહોંચ્યો, ત્યારે ઘેરાએલા માણસોને ઘણો હર્ષ થયો. આ છાવણી આગળની લડાઇમાં બહાદુર નીલ મરાયો આ પ્રમાણે થયા પછી ત્યાંના લસ્કરનો ઊપરી સર જેમ્સ ઔટમરામ થઇ રહ્યો, કિલ્લેદારોને ઘેરામાંથી છોડવ્યા પણ બીજી જગાએ લેઇ જવાને બીજી મદદ આવતા સુધી બને એમ નહોતું.

પંજાબના ચીફ કમીશનર સરજોન લારેન્સે પોતાના પ્રાંતમાં બંદોબસ્ત રાખી દિલ્હીની છાવણીની મદદે લસ્કર મોકલ્યું. આ લસ્કર આવ્યું કે અંગ્રેજોએ હલ્લો કરી ઘણા બંડખોરોને હરાવી દિલ્લી જીતી લીધું, દિલ્લીના પાદશાહને કપ્તાન હડસને કેદ કર્યો હતો તથા બીજે દહાડે તેણેજ પાદશાહના બે છોકરા તથા એક પૌત્રને કેદી કર્યા. તેમને છોડવવાને દિલ્લીના લોકની ઠઠ મળી હતી પણ તેમનું કાંઇ ન ચાલ્યું ને તેમને પિસ્તોલથી ઠાર માર્યા, તથા પાદશાહને દેશ નિકાલ કર્યો. આ વખતે ઇંગ્લાંડ તાબાનાં બીજાં સંસ્થાનો તથા ખુદ ઇંગ્લાંડથી લસ્કરો હિંદુસ્તાન આવવા માંડ્યાં, કોલીન ક્યાંપબલને હિંદુસ્તાનનો સેનાપતિ કરી મોકલ્યો, તે જુસ્સાથી લઢનાર હાઇ લેન્ડર તથા શીખ લોકનું લસ્કર લેઇ ૫૦૦૦૦ હજાર દુશ્મનની વચ્ચે થઈ છાવણીમાં પહોંચ્યો. તેણે પ્રથમ લખનૌ જવાનો વિચાર કરી ત્યાંથી સ્ત્રી બાળકોને છોડવી તા૦ ૬ ઠી ડીસેમ્બર ૧૮૫૭ માં ખાનપુર ગયો.

આ ઠેકાણે રહી બારલી તથા લખનૌપર પાકો હુમલો ક-

રસ્તાને લશ્કર એકઠું કરવામાં રોકાયો. ઘેરો ઉઠાવ્યા પછી તેમાં અતિશય મેહનતથી હેત્રી હેવલોકનું મરણ થયું હતું, તેથી ઓટરામ એકલો પડ્યો. તેના પર શત્રુઓ વારંવાર હુમલા કરતા હતા તોપણ પોતાનો બચાવ કરતો હતો. તેવામાં જોઇતી સામગ્રી તૈયાર થયાથી કોલીન કયાંપબલ તા૦ ૨૯ મી ફેબ્રુવારીએ અયોધ્યે આવવા નિકળ્યો તા૦૨૧ મીને રોજ લખનૌ જીતી લીધું અને નાનાસાહેબ, અયોધ્યાની બેગમ, તથા ફીરોજશાહ બારેલી નાશી ગયાં હતાં ત્યાં તે ગયો એટલે તે ત્યાંથી નાશી ગયાં આ વખત મધ્ય હિંદુસ્તાન તથા રજપુતસ્થાનમાં થઈ મુંબાઇ તથા મદ્રાસની ત્રણ ટુકડીઓ લેઇ સરહ્યુરોજ આવતો હતો. તે નાના લશ્કરથી પરવતનાં કોતરો તથા વિકટ જંગલમાં થઇ રસ્તે શત્રુને હરાવી, જમનાં સુધી આવ્યો હતો, તેણે સાગરના કિલ્લેદારોને તથા નાના સાહેબના સગા તાત્યાટોપીને હરાવ્યો હતો, જાંહાન્સીનો કિલ્લો તેની રાણી મરદની પેઠે લઢી પણ જીતી લીધો. તે પછી રાણી તથા તાત્યાટોપી સાથે કુચ મુકામે જીત કરી હતી, કાલ્પીનો કિલ્લો જીતી લેઇ તાત્યાટોપી સિંધ્યાની રાજધાની ગ્વાલીઅરમાં ગયો હતો, તેથી ત્યાં જઇ તે જીતી લેઇ સિંધ્યા જે સાચી દોસ્તી બતાવી બંડખોરને મદદ નહીં કરતાં આગ્રે ગયો હતો તેને વીસ દિવસમાં પાછો ગાદીએ બેસાડ્યો ગ્વાલીઅરની લઢાઈમાં જાંહાંસીની રાણી મરાઈ, તાત્યા ટોપી થોડે દહાડે પકડાયો ને હવે ઘણું કરીને બધે શાંતી થઇ. જીતાએલા બંડખોરોમાંથી કેટલાકને માફી આપી ને કેટલાક ખુનના ગુન્હેગાર ઠર્યા તેમને શિક્ષા કરી, ને જેમણે સાચો સ્નેહ જણાવ્યો હતો તેમને ઇનામ આપ્યાં. સૌથી માઠાં કામ કરનાર બળવાખોરનો ઊપરી નાના સાહેબ તે નેપાળમાં નાસેડુની હાલતમાં મરણ પામ્યો.

આ બળવાથી મુખ્ય ફેરફાર એ થયો કે ઇસ્ટ ઇન્ડીઆ કંપની

પાસેથી હિંદુસ્તાનનું રાજ મહારાણી વિક્ટોરીઆએ પોતાના હસ્તકમાં લીધું. તા૦ ૧ લી નવેમ્બરે આખા હિંદુસ્તાનના મુખ્ય શેહેરોમાં એક જાહેરનામુ પ્રસિદ્ધ કરીને વંચાવામાં આવ્યું.

### પુનરાવર્ત્તક માટે પ્રશ્ન.

નિજામ સાથે નવા કોલ કરાર શા કારણથી થયા, ને તેનો ઠરાવ? સોંથળ લોકનું બંડ ને તેની સમાધાનની વિશે જણાવો? અયોધ્યાનું રાજ શા કારણથી ખાલસા કર્યું? લાર્ડ ડેલહાઉઝીની રાજ રીતી અને તે વખતે હિંદુસ્તાનની હાલત?-૧૮૫૭ નો બળવો શા કારણથી ઊઠ્યો ને તેનું ટુંકુ વર્ણન કરો? વિલોબી, કર્નલ નિલ, હેન્રી હેવલોક, ઔટમરામ, સરજોન લારેન્સ, કોલીન કયાંમબલ, સર હયુરોજ, નાનાસાહેબ, તાત્યાટોપી અને જાહાંસીની રાણી, એને માટે તમે શું વાંચી ગયા? ખાનપુર, મિરત, દિલ્લી લખનૌ, બારલી, કાલ્પી, જાંહાંસી, ગ્વાલિઅર વિગેરે જગાઓએ શા બનાવ બન્યા. તે જણાવો? આ બંડથી રાજ કારભારમાં શો મોટો ફેરફાર થયો તે કહો?

---

નાના ફડનવીસ એનું પેહેલું નામ બાલાજી પંત ભાનું એવું હતું તે પહેલા માધવરાવ પેશવાના વખતમાં પ્રખ્યાત થયો, ને તે પછીના નારણરાવ વિગેરેના વખતમાં મુખ્ય પ્રધાનની જગાએ હતો, તે ડાહ્યો, ને ખટપટીઓ હતો. તેનો વિચાર છેલા બાજીરાવને ગાદીએ બેસાડવાનો નહોતો. તેથી તે ગાદીએ આવ્યા પછી તેની સાથે બનું વેર રાખવા લાગ્યો. તેણે નાના ફડનવીસને એકવાર કેદ કર્યો આ પ્રમાણે ખટપટ ચાલી તેમાં તે ૧૮૦૦ માં મરણ પામ્યો.

## મુસલમાનોના હુમલા થયા ત્યારથી સનવાર હકીકત.

### ગીજની વંશ.

| | |
|---|---|
| સબકતગીન | †૯૬૨ |
| મહમુંદ | ૯૯૭ |
| મસાઉદ | ૧૦૩૦ |
| મોદુદ | ૧૦૪૦ |
| અબદુલ હસન | ૧૦૪૯ |
| અબદુલ રસીદ | ૧૦૫૧ |
| સુલતાન જાફરૂઝ | ૧૦૫૨ |
| ઈબ્રાહીમ | ૧૦૫૮ |
| મસાઉદ | ૧૦૮૯ |
| અરસલાન | ૧૧૧૪ |
| બેહેરામ | ૧૧૧૮ |

એને અલ્લાઉદ્દીન ગોરીએ હરાવ્યો.

| | |
|---|---|
| ખુસરૂ | ૧૧૫૨ |
| ખુસરૂ મલેક | ૧૧૫૯ |

### ગોરી વંશ.

| | |
|---|---|
| અલ્લાઉદ્દીન | ૧૧૮૬ |
| ગ્યાસુદીન ગોરી | ૧૧૯૧ |
| શાહબુદીન | ૧૨૦૨ |

### દિલ્લીની ગાદી પર ગુલામ વંશ

| | |
|---|---|
| કુતબુદ્દીન | ૧૨૦૬ |
| આરામ | ૧૨૧૦ |

અલતગાસ ૧૨૧૧ એણે માળવા જીત્યું હતું.

રૂકનુંદીન ૧૨૩૬ ત્રણ માસ

| | |
|---|---|
| રજીઆબેગમ | ૧૨૩૬ |
| મયજુદ્દીન | ૧૨૩૯ |
| અલ્લાઉદ્દીન | ૧૨૪૧ |
| નાસરૂદ્દીન | ૧૨૪૪ |
| ગ્યાસુદ્દીન | ૧૨૬૬ |
| કૈકુબાદ | ૧૨૮૬ |

### ખીલચીવંશ.

| | |
|---|---|
| જલાલુદ્દીન | ૧૨૮૮ |
| અલ્લાઉદીન | ૧૨૯૫ |
| કાફુર | ૧૩૧૬ |
| મુબારક | ૧૩૧૭ |

ખીજરખાં ૧૩૨૧ પાંચ માસ.

### તગલખ વંશ.

| | |
|---|---|
| ગ્યાસુદીન | ૧૩૨૧ |
| મહમદ તગલખ | ૧૩૨૫ |
| ફીરોજુદીન | ૧૩૫૧ |
| નાસરૂદીન | ૧૩૮૭ |
| ગ્યાસુદીન ૨ જો | ૧૩૮૮ |
| અબુબિકર | ૧૩૮૯ |
| નાસરૂદીન | ૧૩૯૦ |
| મહમદ ૨ જો | ૧૩૯૪ |

### સૈયદ તથા લોદી વંશ.

સૈયદ મુબારક, સૈયદ મહમુંદ, અને ત્રીજો સૈયદ અલ્લાઉદ્દીન થયો તેમના રાજમાં દિલ્લીના મોટા રાજની હદ છેક કોટ પાસે આવી ગઈ હતી.

બહિલોલ લોદી ૧૪૫૦ તેણે જુ-

---

† આ દરેક જણના ગાદીએ બેઠાના સન લખ્યા છે તે પરથી તેની પહેલાંનાએ કેટલા વર્ષ રાજ કર્યું તે તથા ગાદીથી ઊતર્યો એ સમજી લેવું.

બાનપુરના રાજાને જીતી રાજ વધાર્યું.

| | |
|---|---|
| શિકંદર | ૧૪૮૮ |
| ઇબ્રાહિમ | ૧૫૧૬ |

મોગલ વંશ.

| | |
|---|---|
| બાબર | ૧૫૨૬ |
| હુમાયુન | ૧૫૩૦ |
| અકબર | ૧૫૫૬ |
| જાંહાંગીર | ૧૬૦૫ |
| શાહજહાં | ૧૬૨૭. |
| ઔરંગઝેબ | ૧૬૫૮ |
| મોઆઝીમ | ૧૭૦૭ |
| જાહાંદારશાહ | ૧૭૧૨ |
| ફેરોકશીર. | ૧૭૧૩ |
| મહમદ | ૧૭૩૩ |
| અહમદશાહ | ૧૭૩૩ |
| આલમગીર | ૧૭૫૪ |

રેગ્યુલેટીંગ આક્ટ થયા પછી થયેલા ગવરનરજનરલ વારન

| | |
|---|---|
| હેસ્તિંગ્સ | ૧૭૭૪ |
| લાર્ડ કાર્નવાલીસ | ૧૭૮૬ |
| સરજાનશોર ઉર્ફે ટેનમૌથ | ૧૭૯૨ |
| લાર્ડ મોર્નીંગ્ટન ઉર્ફે માર્કિવસ આફવેલસલી | ૧૭૯૮ |
| માર્કિવસ કાર્નવાલીસ | ૧૮૦૫ |
| સરજાર્જબર્લો | ૧૮૦૫ |
| લાર્ડમિન્ટો | ૧૮૦૭ |
| લાર્ડ મોઇરો ઉર્ફે માર્કિવસ આફ હેસ્તિંગ્સ | ૧૮૧૩ |
| લાર્ડ આમહર્સ્ટ | ૧૮૨૩ |
| લાર્ડવિલિઅમ બેંટિક | ૧૮૨૮ |
| સરચાર્લ્સ મેટકાફ | ૧૮૩૫ |
| લાર્ડ આકલાંડ | ૧૮૩૬ |
| લાર્ડ એલેનબરો | ૧૮૪૨ |
| લાર્ડ ડેલૌજિ | ૧૮૪૮ |
| લાર્ડ કેનીંગ | ૧૮૫૬ |
| લાર્ડ એલજીટ | ૧૮૬૨ |
| સરજાનલારેન્સ | ૧૮૬૩ |

એના વખતમાં આબીસીનીઆના રાજા જોડે આફ્રિકામાં લડાઇ થઇ ૧૮૬૭

| | |
|---|---|
| લાર્ડમેયો | |
| લાર્ડ નાર્થબ્રુક(હાલના) | ૧૮૭૨ |

ગુજરાતના રાજાઓ

ચાવડા વંશ

| | |
|---|---|
| વનરાજ | ૮૦૨ |
| યોગ્યરાજ | ૮૦૬ |
| ખેમરાજ | ૮૪૧ |
| ભુવડ | ૮૬૬ |
| વિજયસિંગ | ૮૯૫ |
| રત્નાદીત્ય. | ૯૨૦ |

સામતસંગ ૯૩૫ એને છોકરો નહીં હોવાથી સોલંકી વંશમાં રાજ ગયું.

| | |
|---|---|
| મૂળરાજ | ૯૪૨ |
| ચામુંડ | ૯૯૭ |
| વલભ | ૧૦૨૫ |
| દુલભસેન | ૧૦૨૫ |
| ભીમદેવ | ૧૦૩૨ |
| કરણ | ૧૦૭૨ |
| સિધ્ધરાજ | ૧૦૯૪ |
| કુમારપાળ | ૧૧૪૩ |
| અજેપાળ | ૧૧૭૪ |
| બાળમુળરાજ | ૧૧૭૭ |
| ભોળોભીમ | ૧૧૭૯ થી ૧૨૧૫ |

વાઘેલા વંશના રાજા ૧૨૨૫ થી થયા—વિરધવળ, વિશાળદેવ; ભીમદેવ, અરજુનદેવ, સારંગદેવ, રાજાકરણ. આ છેલા રાજાને અલાઉદીને હરાવ્યો, ત્યારથી ગુજરાત, દિલ્લીની ગાદી તળે ગયું, તે ૧૩૯૬ માં મુજફરશાહે સ્વતંત્ર રાજ સ્થાપ્યું ત્યાં સુધી રહ્યું.

| | |
|---|---|
| મુજફરશા | ૧૩૯૬ |
| અહમદશાહ | ૧૪૧૨ |
| મહમદશાહ | ૧૪૪૩ |
| કુતુબશાહ | ૧૪૫૧ |
| દાઉદશાહ | ૧૪૫૯ |
| મહમદ બેગડો | ૧૪૫૯ |
| મુજફર ૨ જો. | ૧૫૧૧ |
| શિકંદરશાહ | ૧૫૨૬ |
| મહમદશાહ ૨ જો | ૧૫૨૬ |
| બાહાદુરશાહ | ૧૫૨૬ |
| મહમદ લતીફખાં | ૧૫૩૬ |
| મહમદશાહ ૩ જો | ૧૫૫૩ |
| મુજફર ૩ જો ૧૫૬૧ થી | ૧૫૭૩ |

આ પછી મોગલ વંશના હાથમાં ગયું.

તે પછી ગાયકવાડી રાજ.

| | |
|---|---|
| પિલાજી | ૧૭૩૦ |
| દામાજી | ૧૭૩૨ |
| શીઆજી | ૧૭૬૮ |
| ગોવિંદરાવ | ૧૭૯૨ |
| આણંદરાવ | ૧૮૦૦ |
| શીઆજીરાવ | ૧૮૧૯ |
| ગણપતરાવ | ૧૮૪૭ |
| ખંડેરાવ | ૧૮૫૬ |

મલ્હારરાવ ૧૮૭૧ હાલ રાજ કરે છે.

મરેઠી રાજાઓ.

| | |
|---|---|
| શિવાજી | ૧૬૬૪ |
| સંભાજી | ૧૬૮૦ |
| રાજારામ | ૧૬૮૯ |
| શિવાજી ૨ જો | ૧૭૦૦ |
| શાહુરાજા | ૧૭૦૮ |
| રામરાજા | ૧૭૪૯ |
| શાહુરાજા ૨ જો | ૧૭૭૭ |
| પ્રતાપસિંહ | ૧૮૦૮ |
| શાહજી | ૧૮૪૦ |

પેશવાનો વંશ.

| | |
|---|---|
| બાલાજી વિશ્વનાથ | ૧૭૧૪ |
| પેહેલો બાજીરાવ | ૧૭૨૦ |
| બાલાજી બાજીરાવ (નાના સાહેબ) | ૧૭૪૦ |
| પેહેલો માધવરાવ | ૧૭૬૧ |
| નારણરાવ | ૧૭૭૨ |
| નાના માધવરાવ | ૧૭૭૪ |
| બીજો બાજીરાવ | ૧૭૯૬ |

એનું રાજ ૧૮૧૮ માં અંગ્રેજોએ જીતીલીધું.

સમાપ્ત.

# શુદ્ધિ પત્રક.

| પૃષ્ટ. | ઓળ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૩ | ૫ | બજાં | બીજાં |
| ૩ | ૧૦ | તવેછે | તવોછે |
| ૧૧ | ૧૮ | મૈદાં | મડદાં |
| ૧૯ | ૧૦ | આરંગજેબ | ઔરંગજેબ |
| ૨૧ | ૨ | આરંગજેબ | ઔરંગજેબ |
| ૨૮ | ૧ | ઊતયા | ઊતર્યા |
| ૩૩ | ૨૪ | અપી | આપી. |
| ૩૬ | ૧૪ | વાણુન | વર્ણન |
| ૩૮ | ૧૦ | પરો | પૈશો |
| ૪૧ | ૧૬ | વાગ્યે | વાગે |
| ૫૬ | ૧ | કયા | કર્યા |
| ૫૮ | ૧૩ | ચુંગાળ | ચંગામ |
| ૫૮ | ૧૭ | कार्कीदो | कारकीर्दी |
| ૫૯ | ૧૭ | અયોધ્યા | અયોધ્યાના |
| ૭૧ | ૨ | कार्कीदी | कारकीर्दी |
| ૯૧ | ૭ | સાધે | સાથે |
| ૯૫ | ૬ | कार्कीदी | कारकीर्दी |
| ૯૯ | ૩ | આશ્રય | આશ્રય |
| ૧૦૦ | ૧૭ | ડુંઆગ્યે | ડુંગરા પાસે |
| ૧૨૦ | ૨ | કરા | કર્યા |

| પૃષ્ટ | ઓળ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧૦૧ | ૪ | હતા | ટપા |
| ૧૦૧ | ૭ | નથી | તથા |
| ૧૦૧ | ૮ | સુચળતું | સુચવતું |
| ૧૦૧ | ૧૦ | વાત | વાતથી |
| ૧૦૨ | ૩ | ગુનીપણે | ગુણપણે |
| ૧૦૨ | ૧૫ | કયા | કર્યો |
| ૧૦૨ | ૧૪ | ખડકી | ખડકીમાં |
| ૧૦૨ | ૧૯ | પુનામાં થયછે | પુનામાં ગરબડ થયછે |
| ૧૦૨ | ૨૪ | વેલ્સલી | વેલ્સલીએ |
| ૧૦૨ | ૨૪ | ૧૮૦૩ | ૧૮૦૩ માં |
| ૧૦૩ | ૧૩ | છાવણી | છાવણીમાં |
| ૧૦૩ | ૧૩ | માણસો | માણસોએ |
| ૧૦૪ | ૯ | લેવાને | લેવાં ને |
| ૧૦૪ | ૧૫ | એલ | એમ |
| ૧૦૬ | ૫ | ઊભા રહ્યા | ઊભું રહ્યું |
| ૧૦૬ | ૬ | પુર | પર |
| ૧૦૭ | ૧ | તે | તેણે |
| ૧૦૭ | ૧૩ | પુના | પુનાની |
| ૧૦૭ | ૧૩ | વાહન | કપ્તાન |
| ૧૦૯ | ૮ | તજો છે | તાજો છે |